વ્હિટ્નીની પણ (तैत्तिरीय प्रातिशाख्य ૨૧-૧૫ મા) હેને *fragment, piece, part of a vowel* (સ્વરનો ખડ કે ભાગ) કહેછે

અન્યપક્ષે મો વિલિયમ્સ, પોતાના સસ્કૃત-અગ્રેજી શબ્દકોષમાં स्वरभक्तिને "*Vowel-fracture*" (સ્વરભજન) કહેછે, અને એથી स्वरेण भक्ति એ અર્થને અનુમો ન મળેછે, પછી "Vowel-fracture' નો "fracture (fraction, ખડ) of a vowel" હેવા અર્થ ઉદ્દિષ્ટ હોય તો જૂદી વાત, પરતુ એ અર્થ સભવિત નથી

વળી इन्यात्‌ને સ્થાને इनियात्‌, पूर्षने સ્થાને पुरुष એ શબ્દો હેતુ સૂચવેછે કે, કાઈ નહિ તો એ પ્રકારના પ્રસગોએ પ્રક્ષિપ્ત તત્ત્વ સ્વર છે, **સ્વર-ભાગ** નથી અને એથી स्वरेण भक्ति એમ જોઇયે, स्वरस्य भक्ति નહિ, પછી આ શબ્દોમાના इ અને उ ને એક માત્રાના સ્વરના ભાગ તરીકે ઉચ્ચારવાના હોય તો स्वरस्य भक्ति એમ લઈ સકાય

તે ઉપરાંત વળી, स्वरभक्तिના ગ્રીક પર્યાય *Anaptyxis* નો અર્થ, અક્ષરશ , "*Unfolding* (*ana*-back, *ptyxis* fold)' એટલે "અપાનરણ' થાયછે એ શબ્દથી સયુક્ત વ્યજનો વચ્ચે સ્વરના પ્રક્ષેપથી થતા સયોગવિઘટ્ટનના વ્યાપારનો નિર્દેશ થાયછે, એટલે જ એ સયોગમાંના વ્યજનોની स्वरेण भक्ति (વિશ્લેષ) કહેવાયછે

આ બધી હકીકતો એકત્ર વિચારતા યોગ્ય રીતે અનુમાન થઈ સકે કે स्वरभक्तिથી પ્રથમ, સયુક્ત વ્યજનોની **સ્વરથી** (स्वरेण) **વિભેદન ક્રિયા** (भक्ति) એ અર્થ વિવક્ષિત હતો,-અને એ સ્વર લઘુ સ્વરથી પણ લઘુતર હતો, અને અજ્ઞાત અર્થસક્રાન્તિથી હેને "સ્વરનો ભાગ" હવો અર્થ પ્રાપ્ત થયો -વિભાજક સ્વરનું માન સામાન્યત લગભગ સર્વત્ર, માત્રાનો એક અશ, ¼ કે ½ અથવા ક્વચિત્ ¾ માત્રા હતુ, એ વાતથી આ નવીન અર્થ ઉપપન્ન જણાયો આ પ્રકારનું અજ્ઞાત અર્થપરિવર્તન એ કાઈ અસાધારણ મનોવ્યાપાર નથી

स्वरभक्तिના સ્વરૂપની પરીક્ષા કરીશુ તો હેની અને હિંદની ભાષાઓમા દેખાતા અને વળી પ્રાચીનતર પ્રાકૃતોમાં પણ જણાતા વિશ્લેષની વચ્ચેનો ભેદ નીચે પ્રમાણે સ્પષ્ટ થશે —

(અ) વિશ્લેષમાં પૂર્ણ એક માત્રાનો સ્વર પ્રાપ્ત થાયછે, પરતુ स्वरभक्तिમાં સામાન્ય નિયમે માત્રાનો એક અશ, ¼, ½ કે ¾ પ્રાપ્ત થાયછે, માત્ર અતિવિરલ પ્રસગોએ પૂર્ણ માત્રાનો સ્વર પ્રક્ષિપ્ત થાયછે, જેમકે पूर्षने બદલે पुरुष, અને इन्यातने સ્થાને इनियात, વસ્તુત

स्वरभक्ति એટલી સૂક્ષ્મ ઉચ્ચાર-ઘટના છે કે કેટલાક આચાર્યોએ તો હેના અસ્તિત્વનો પણ અસ્વીકાર કરવા સુધીની હિમત કરીછે. (ऋ. प्रा. पटल ६, १४ જુવો);

(આ) स्वरभक्तिનું સ્વરૂપ એટલું બધું સૂક્ષ્મ છે કે प्रातिशाख्य જણાવેછે તેમ હેનાથી સંયોગકાર્યને પણ બાધ નથી આવતોઃ न संयोगं स्वरभक्तिर्विहन्ति (ऋ. प्रा. पटल ६–१०). હાનો મુખ્ય અર્થ स्वरभक्तिः संयोगकार्यं न बाधते હેવો છે એ ખરું, છતાં પણ હેનો વિશેષ ઉદ્દિષ્ટાર્થ હેવો પણ ખરો કે વ્યવહારદૃષ્ટિયે સંયોગ સંહત રહેછે. વિશ્લેષ તો સંયોગનું સાક્ષાત્ ખંડન કરેછે;

(इ) स्वरभक्ति થાય ત્હાં પ્રક્ષિપ્ત સ્વર अ કે હ્રસ્વ ए હોયછે. વિશ્લેષમાં હંમેશ આપણી સ્વભાષાઓમાં अ પ્રક્ષિપ્ત થાયછે, અને પ્રાકૃતોમાં મૂળ સ્વરની પુનરુક્તિ થાયછે (तत्स्वरता भवति); किलिट्ठ (क्लिष्ट), रअणं (रत्नं), किरिआ (क्रिया). प्राकृतप्रकाश ३–५९ આદિ જુવો; અથવા, હેમચન્દ્ર કહેછે તેમ, પ્રક્ષિપ્તસ્વર યથાસંભવ अ, इ કે उ હોયછે; सि. हे. ८–२–१०० થી ૧૧૫ જુવો;

(ई) સંયોગનો અંગભૂત र् કે કવચિત્ ल्, કે અનુનાસિક (કે છેવટ ઘોષસ્વર) હોય તો જ स्वरभक्ति પ્રાપ્ત થાયછે. વિશ્લેષમાં આ મર્યાદાઓ નથી. જેમકેઃ—

| | |
|---|---|
| भक्तः (સં.) | भगत (ગુજ.) |
| युक्तकं (સં.) | जुगतुं (ગુજ.) |

ઇત્યાદિ;

(उ) स्वरभक्तिનો પ્રાદુર્ભાવ છન્દોરચનાની અપેક્ષા એ જ થાયછે; (હેવું મૅક્ડોનેલે ખોળી કાઢ્યુંછે; જો કે प्रातिशाख्यમાં આ કથન સુલભ નથી, છતાં એકદમ નજરે ન પડે હેવો આ પ્રકારનો કંઈક ઉલ્લેખ હશે.) પણ વિશ્લેષ તો છન્દોનિરપેક્ષ વાગ્વ્યાપારગત ઘટના છે; અને મનોવ્યાપારની અપેક્ષાએ ઉદ્ભવેછે, (અને, હું માનુંછું કે, હેવી જ ઘટના स्वरभक्तिની કારણભૂત છે).

સંયોગના દ્વિતીય અંગ તરીકે રહેલા य અને व्‌ને જે સંધિકાર્યો સંસ્પર્શ કરતાં હોય તે આન્તર સંધિકાર્યોમાં પણ અન્તિમ પરિણામના કારણરૂપે स्वरभक्तिનો નિયમ પ્રવર્તેછે; જેમકે व्याकरणમાંથી वैयाकरण; व्यधिकरणમાંથી वैयधिकरण्य; व्यग्रમાંથી वैयग्र्य; व्याघ्रમાંથી वैयाघ्र;

હ્ય માથી હૈય, દ્વારમાંથી દૌવારિક; શ્વન્-શ્વાન માથી શ્રૌન, શૌવન, શ્વાપદમાંથી શૌવાપદ, શ્વ માથી શૌવસ્તિક

આ ઉદાહરણોમાના કેટલાકમા મૂળ સયોગ પ્રાપ્ત થવાનુ કારણ इ અને अનો સધિ છે, જેમકે व्याकरण, व्यधिकरण અને व्याघ्र (व्याजिघ्रतीति व्याघ्र) પરતુ ह्य, द्वार, श्वा, श्वापद, श्व જેવા પ્રકારોમા સયોગ મૂળમાંના इ કે उ અને आમાંથી ઉદ્ભવતો નથી આ સર્વ ઉદાહરણો સ્વરભક્તિની નૈસર્ગિકતા ઉપર બહુ સૂચક પ્રકાશ પાડેછે

આ *Anaptyxis*નો નિયમ તુલનાત્મક ભાષાશાસ્ત્રના પંડિતોએ લક્ષમાં લીધો છે Karl Brugmann, *Kurze, Vergleichende Grammatic Der Indo-germanichen Sprachin*, §§ 312-313

ડૉ પાડુરગ દામોદર ગુણેએ પણ (Introduction to Comparative Philologyમા ૫૧મે પૃષ્ઠે) *Anaptyxis*ની ચર્ચા કરીછે, પરતુ સ્વરભક્તિ (માત્રાના અશવાળી), અને જે ને હુ विश्लेष કહુછુ તેવુ સયોગનું પૂર્ણ ઉત્પાટન, એ વચ્ચે તેમણે કાંઈ તફાવત ગણ્યો નથી વૈદિક इन्द्र (इन्दर), दर्शत (दरशत), અને અર્વાચીન ભાષાઓના વિશ્લેષના ઉદાહરણો म परकार (स प्रकार), म भरम (स भ्रम) ઇત્યાદિ, એ બધાને તેમણે એકઠા ખડકયાછે

આ ટૂકા વિવેચનપરથી જણાશે કે विश्लेषनो અન્તર્ગત નિયમ स्वरभक्तिमा બીજરૂપે રજૂ થાયછે, જૂના વખતમાં हनियात् અને पुरुष જેવા કેટલાક છૂટા છવાયા શબ્દોમાં विश्लेष જેવી વિક્રિયા ડોકિયુ કરતી હતી, અને *Anaptyxis* નો અર્થ ફક્ત "folding back, unfolding," હેવો થતો હોવાથી એ નામ પોતે જ સયોગમુકુવના સવૃત દવેનો અથત ઉદ્ભેદ સૂચવે છે છેવટમા, भनक्ति (भञ्ज्), रुणद्धि (रुन्ध्), हिनस्ति (हिंस्), मुनक्ति (मुञ्ज्) ઇત્યાદિ શબ્દોમા વિશ્લિષ્ટ અનુનાસિક અર્પનાર વ્યાકરણનિયમ, પ્રાકૃતસમયમા શરુ થતો અને અર્વાચીન ભાષાઓના विश्लेष પર્યંત જઈ પ્હોંચતો અવાન્તરક્રમ દર્શાવેછે, એ સૂચક છે

विश्लेष સજ્ઞા માર્કંડેયે પોતાના प्राकृतसर्वस्वમાં १-४७ એ સ્થળે વાપરેલી જડેછે, પરતુ તેણે (સ્વર-?) સધિનો વિગ્રહ, અથવા ખરુ જોતા સ્વરોના સધિથી થવા જોઈતા સયોગનો અભાવ, એ અર્થમા આ શબ્દનો પ્રયોગ કર્યોછે

પરતુ ३-७७મા અને ત્યહાર પછી તેણે સંયોગના વિભેદની ચર્ચા કરીછે અને ત્યહા તેણે એ ઘટનાને विकर्षण સજ્ઞા આપીછે (३-७७) જેની સમજૂતિ વૃત્તિમાં विश्लेष શબ્દથી આપીછે તેણે तत्स्वरतानो તેમ જ કેટલેક પ્રસગે યના इ, उ, अના પ્રક્ષેપનો પણ ઉલ્લેખ કર્યોછે

## ટિપ્પણ આ

### (વ્યાખ્યાન ૪—ખંડ ૧)

(એ વ્યાખ્યાનનું પૃ. ૧૮૬ જુવો.)

## વિવૃત ॲ અને ऑ વિશે વિશેષ અવલોકનો

(Indian Antiquary, September 1918 Vol. XLVII, Part DXCIX હેમાં ડૉ. ટૅસટોરીએ કરેલી મ્હારા મતની ટીકાનો ઉત્તર.)

ડૉ. ટેસિટોરી અને મ્હારી વચ્ચે મતભેદનો મુખ્ય મુદ્દો આ છેઃ–

ડૉ. ટેસિટોરી વિવૃત ॲ–ऑ ને अइ–अउ માંથી અને સંવૃતને अय्–अव् માંથી ઉત્પન્ન થયેલા માનેછે, જ્યહારે હું એથી વિરુદ્ધ મત સ્વીકારૂંછું. (એટલે ॲ–ऑ (વિવૃત) अय्–अव्માંથી; અને ए–ओ (સંવૃત) अइ–अउમાંથી; એમ માનુંછું.)

(अ) य એ इनो લેખન પ્રકાર હોઈને वयर, वयठउ ઇત્યાદિ જોડણી ભ્રાન્તિજનક છે એમ ડા. ટેસિટોરી માનેછે. આ સ્થાપિત કરવા માટે હેમણે છેક પ્રાકૃત ગ્રન્થો સૂધી પણ જઈને જૅકૉબી કૃત *Maharashtri Erzahlungen* પૃષ્ઠ ૭૨, ૬૩, ૬૧, ૬૦ માંથી ઉદાહરણો આપ્યાંછે:–

गइं, पइसारिओ, कइवय, અને वइर
હેને સ્થાને गयं, पयसारिओ, कयवय, वयर.

**મ્હારો ઉત્તર;**—જૅકૉબીની આવૃત્તિની આધારભૂત હસ્તલિખિત પ્રતો વ. સં. ૧૬૧૧ અને ૧૬૬૦ માં લખવામાં આવી હતી. એથી સ્પષ્ટ સિદ્ધ થાયછે કે લહિયાઓએ એ સમયની **સાક્ષાત્** પ્રચલિત જોડણી સ્વીકારીછે, જે પ્રાકૃતમાં તદ્દન અપરિચિત હતી. (બીજાં ઉદાહરણોમાં य છે તે इનો વિકાર છે માટે गयं શબ્દ (गतिं ને બદલે) गतं નું પ્રાકૃતરૂપ હોઈ સકે હેવો બચાવ સંભવિત છતાં પડતો મૂકુંછું.)

(आ) **પ્રા. પા.** રાજસ્થાનીમા વસ્તુતઃ इના વિકારરૂપે દૃષ્ટિયે પડતા આ यના સ્વરૂપવિશે પોતાના મતો બાંધવામાં ડૉ. ટેસિટોરી ચકડોળે ચઢ્યાછે:–

(૧) પોતાની "Notes" ના § ૪–(૫) માં હેમણે यને इના વાસ્તવિક વિકારરૂપે આપ્યોછે અને **પ્રા. પા. રા.** ના ગ્રન્થોમાંથી वयर, वयरागी, पयसार એ ઉદાહરણો ટાંક્યાંછે.

(૨) કેટલાક સમય પછી હેમણે वयर ઇત્યાદિને માત્ર "writing peculiarity"–લેખનનો પ્રકારવિશેષ–માન્યાછે; પછી વળી वयर,

વયરાગીને પ્રાકૃત તત્સમ કહ્યાછે, અને ત્યહાર પછી વળી એમ કહેછે કે અય એ સસ્કૃત ઐનો વિકાર હશે (પ્રાકૃતમાં આ ઘટના તદ્દન અપરિચિત છે)

(હિમનું *Bardic Survey*, પરિશિષ્ટ ૧, પૃ ૭૧ જુવો)

(૩) અને ઓક્ટ ૧૯૧૮ ના સપ્ટેમ્બરના Indian Antiquary મા યને તેઓ ફ્ક્ત લેખનનો પ્રકારવિશેષ કહેછે અને વયરાગીને વયરને અનુસરીને ઘડાયલો અશત તત્સમ કહેછે

અહિંયાં અન્યોન્ય વિરુદ્ધ મતોથી ગુચવાડો ઉત્પન્ન થયોછે

(૬) ઉ નો વ થવા વિષે

આ પા ૨ાજ મા ઉ ને સ્થાને વની પુન પ્રાપ્તિ વિષે પોતાના વાંચાઓ ફરીથી જણાવતા તેઓ હવે, દેશાવર, દેવલ, દેવર વગેરે શબ્દોમાં ઉને સ્થાને વ આવેછે એ વિકારને, પોતે જેને વશ્રુતિ કહે છે ત્હેના, પ્રક્ષેપનું પરિણામ ઠરાવવાને મથેછે, અને એ મતના આધારમાં રાવુલ, રાવુત અને હેના મારવાડી શબ્દો રજૂ કરેછે

હેનો ઉત્તર હું આ પ્રમાણે આપુછુ —

વુવાળા આ શબ્દો વશ્રુતિના પ્રક્ષેપથી નથી ઉદ્ભવ્યા, પરતુ જેમ વિમાદ જેવા શબ્દોમાં મારવાડીભાષામા ઞનો ઇ થાય છે તેમ, (વ માંના) ઞનો ઉ થવાથી ઉત્પન્ન થયાછે એ ગમે તેમ હોય, પરતુ વશ્રુતિવાળી દલીલથી ઉત્તમાથી પાછુ વચણ થાયછે એ પ્રસગની સારી વ્યવસ્થા નથી થઈ સકતી, કારણ કે ડૉ ટેસિટોરી પોતે જ માનેછે કે આ વશ્રુતિ દીર્ઘસ્વર પછી આવેછે (વચણમા વનો ઞ હ્રસ્વ છે) [પ્રસગવશાત્ હું જણાવુછુ કે યશ્રુતિ એ અને વશ્રુતિ એ પણ ખોટી સજ્ઞાઓ છે, હેના પ્રવર્તક ઘણું કરીને ડૉ હૉર્નલ છે જેમણે હેમચન્દ્રે બતાવેલા યશ્રુતિ ઞકારને યશ્રુતિ હેવુ અયોગ્ય નામ આપ્યુછે,- કેમ જાણે કે ય જેવો સભળાતો અને એથી યશ્રુતિ ઞકાર કહેવાનો ઞ યશ્રુતિ જેવી કાઈક વિચિત્ર વસ્તુ પ્રાપ્ત કરતો હોય! ડૉ હૉર્નલની પ્રાકૃતલ્ક્ષણની પ્રસ્તાવના, પૃ ૨૭ જુવો ]

(૭) ભાષાઓ નિયનક્રિયામાં એક સરખી પ્રગતિ નથી કરતી પ તુ ઘડીકમા પાછળ હઠે તો ઘડીકમા આગળ વધે એ પ્રમાણે ગતાગત કરેછે, એ ઉદાગ મતને ડૉ ટેસિટોરી નવીન અને પ્રમાણની અપેક્ષા રાખતો માનેછે હેના ઉત્તરમાં હું પ્રત્યાવર્તનના ઉદાહરણોનો ફક્ત નિર્દેશ કરીશ હ નો ઘ, પાછો ઘ અને વળી ઘ, ન નો ણ અને પાછો ન ભાષાના પ્રવાહ ઉપર આગળ તેમ કુલા ભાના વરદ-વરિ-વેર એ રૂપો, તેમ જ ઞગ્ર-

અઇ–છઇ–છે ઇત્યાદિ. એટલું જ નહિ પણ, ડૉ. ટેસિટોરીનો પોતાનો મત મ્હારા મતને સમર્થન આપેછે. તેઓ કહેછે:—

"એક ભાષાનું અન્યભાષામાં સંક્રમણ હમેશાં ક્રમે ક્રમે થતું હોવાથી, જ્યહારે જ્યહારે જૂની ભાષાનું અવસાન થતું હોય અને નવીનો પ્રારંભ થતો હોય ત્યહારે ત્યહારે જૂની ભાષાનાં કેટલાંક લાક્ષણિક તત્ત્વો નવી ભાષાના આરંભના સ્વરૂપમાં જડી આવે અને એ જ રીતે નવી ભાષાનાં તત્ત્વો જૂની ભાષાના અન્તિમ સ્વરૂપમાં મળી આવે, એ સ્વાભાવિક છે."

( હેમની "Notes," Reprint, P. 5, ll. 16–20–Ind. Ant. Feb. 1914 vol. XLIII, Part DXL, P. 25 )

મ્હારાથી ઘણાં વર્ષો પૂર્વે મિ. બીમ્સે પણ મ્હેં અત્યારે કહ્યા તે જ શબ્દો વાપરેલા માલુમ પડેછે, અને મ્હારો ચર્ચાસ્પદ અભિપ્રાય મ્હેં લખ્યો ત્યહાર પછી જ એ શબ્દો મ્હારા જોવામાં આવેછે. તેઓ કહેછે:–

" હિંદુસ્તાનની ઘણીએ વાગ્વ્યાપારઘટનાની માફક આ ઘટના પણ ગતાગત કરતી, અને ळ, र અને હેવા નવા નવા સપ્રસવ શાખારૂપ ઉદ્‌ભેદો દર્શાવતી, જણાયછે." ("Comparative Grammar", Vol. 1, P. 238 § 60. વચમાં ક્લિપિફેર મ્હેં કર્યોછે.)

(उ) ઐ–ઔને ડૉ. ટેસિટોરી अइ–अउમાંથી વિવૃત ઉચ્ચાર તરફ લઇ જનારા ક્રમો માનેછે; અને હાવા ઐ–ઔ ઇ. સ. ના ૧૬મા સૈકાના કે ત્હેની નજીકના ગુજરાતી હસ્તલેખોમાં જડેછે હેવો તેઓ દાવો કરેછે.

હું બતાવી ચૂકયોછું તે પ્રમાણે, મારવાડી હસ્તલેખોમાંના ઐ–ઔ નો માત્ર વિવૃત્ત ઉચ્ચારની સંકેતયોજનાના એક મન્દ પ્રયાસરૂપે વપરાયલાછે, તે કાંઈ પૂર્વક્રમ દર્શાવતા નથી. ગુજરાતી હસ્તલેખોમાં આ ઐ–ઔ સંકેતો સંબંધે વિ. સ, ૧૫૫૭ અને ૧૬૫૬ વચ્ચેના સમયના અનેક પ્રાચીન ગુજરાતી હસ્તલેખોનું મ્હેં ધીરજથી સૂક્ષ્મનિરીક્ષણ કર્યુંછે, અને પરિણામ એ આવ્યુંછે કે अइ–अउના ઉત્તરક્રમો માટે એ હસ્તપ્રતિયોમાં કયાંય પણ ૈ ૌ એ ચિહ્નો વપરાયાં નથી, અને જે અતિવિરલ પ્રસંગોએ એ સંકેતો ( ૈ ૌ ) જોવામાં આવેછે ત્યહાં હેનું કારણ એ જણાયછે કે લહિયો કાં તો મારવાડી અથવા મારવાડી સંસ્કારવાળો હતો.

(ऊ) આ ઐ–ઔના ઉચ્ચાર શા થતા એ તો ડૉ. ટેસિટોરી પોતે ખાતરીથી નથી કહી સકતા. એ વિશે ત્હેમણે કમમાં કમ ત્રણ ભિન્ન, અને ઓછે વધતે અંશે પરસ્પરવિરુદ્ધ, તર્કો રજૂ કર્યાછે. જેમકે સપ્ટેંબર ૧૯૧૮ ના

Indian Antiquaryમાં ૨૨૭ મે પૃષ્ઠે હેમણે કહ્યુછે કે ઐ ઔનો સવિસ્વર જેવો ઉચ્ચાર થતો. એ જ અંકને ૨૨૮ મે પૃષ્ઠે અને હેમાંની ફૂટનોટમા હેમણે કહ્યુછે કે तद्भव ઐ ઔનો ઉચ્ચાર બરાબર तत्सम ઐ ઔના જેવો ન્હોતો થતો, પરતુ ઘણું કરીને હેનો ઉચ્ચાર હિન્દી ઐ-ઔને મળતા પ્રકારનો હતો અને આમ કહ્યા છતાં પણ એ જ અંકને ૨૩૧-૨૩૨ મે પૃષ્ઠે કહેછે કે હિન્દી ઐ ઔ ઉચ્ચારો મારવાડીના અને ગુજરાતીના વિવૃત્ત ઍ ઑ થાથી ભિન્ન નથી, માત્ર એટલો જ વિશેષ કે એ ઉચ્ચારો જરાક પૂર્વતર ક્રમ દર્શાવેછે, વિવૃત્ત ઍ ઑ ઉચ્ચારમા સક્રમણ પામ્યા પ્હેલાં મારવાડી અને ગુજરાતી સવિસ્વરોનો જે ઉચ્ચાર થતો હશે તે જ ઉચ્ચારક્રમ દર્શાવેછે

હવે આ બધા તર્કો સ્હામે સ્પષ્ટ વાંધા છે ઉદાહરણ તરીકે, શુદ્ધ સવિસ્વરો કાંઈ એક કૂદકે વિવૃત્ત ઉચ્ચાર પ્રાપ્ત કરી સકયા ન હોય ડૉ ટેસિટોરીના મનમા છૂપો કાંઈક વ્હેમ રહેલો જણાય છે કે ઐ ઔનો ઉચ્ચાર શુદ્ધ સવિસ્વરરૂપ નહિ થતો હોય, પણ વિવૃતભાવથી ભડકીને પૂર્ણ પ્રકટ વિવૃત ઉચ્ચાર પહેલા ક્યંહાક થોભી રહ્યો હશે, અને છતાં પણ વળી પોતે ઐ ઔને પૂર્ણ પ્રકટ વિવૃત ઉચ્ચાર દર્શાવતા માનેછે આ ગોટાળાથી તેઓ સ્પષ્ટ અસગતિદોષમા આવી પડેછે

હું વિવૃત ઉચ્ચારના ચિહ્ન તરીકે ઉલટી માત્રા પસદ કરુછુ, શાથી જે अ औ એ समृष्ट સવિસ્વરો હોઈને अ इ અને अ उ એ અવયવોને અન્યોન્યથી જરાક અળગા રહેવા દે છે, જ્યારે ऍ ऑ सकीर्ण સવિસ્વરો હોઈને અવયવ-ભૂત अ इ, अ उને સહતરૂપે પકડી રાખેછે

(ए) શ્રવણપરીક્ષામાં મ્હને દૃઢ વિશ્વાસછે હેને ડૉ ટેસિટોરી ભ્રાન્તિજનક ગણીને તજેછે શી રીતે એ મ્હને સમઝાતું નથી બીજું બધુ ઠીક, પણ છેવટ આ તો ખરૂ જ છે કે ઉચ્ચારણના પ્રશ્નનો આધાર, સર્વાંશે નહિ તો મુખ્યત , વર્ણોચ્ચારના શ્રવણ ઉપર જ રહેછે આ વિષયમાં ગુરુસપ્રદાય રૂપ વાચિક પરપરાની ઉપયોગિતા સર્વોત્તમ છે આ પ્રકારના ઉપદેશ વિના નિર્જીવ સૂત્રો અને મૂર્તસકેતો નકામા છે, જીવન્ત ઉચ્ચાર કર્ણ પ્રત્યક્ષ થવો આવશ્યક છે બીજાએ આપેલા વર્ણનોને અને લિખિત સકેતોને આધારે રહ્યા ત્યારે ડૉ. ટેસિટોરી પોતે પણ વિવૃત ઉચ્ચારના સ્વરૂપ વિશે ખોટા ભ્રમમાં પડ્યા હતા હેમના " Bardic Survey," J A S Beng N S XII, ૪ સ ૧૯૧૬, એ લેખને ૭૪ મે પૃષ્ઠે ૧ લા પૅરામા હેમણે જાતે આ વાતનો સ્પષ્ટ સ્વીકાર કર્યોછે હવે એ ગૂઢમ્ય

(Ind. Ant. સપ્ટે. ૧૯૧૮, પૃ. ૨૩૨ની નોટ ૧૬ માં) એમ કહેછે કે પોતે સર જ્યૉર્જ ગ્રીઅર્સને (L. S.I. IX, iiમાં) વાપરેલી ઑ–ઑ઼ સંજ્ઞાઓથી ભ્રમમાં પડ્યા હતા; અને એ ભ્રમ પોતાની ભૂલનું મૂળ હતું એમ સૂચવેછે; એ વાત ખરી. પણ સર જ્યૉર્જે તો સ્પષ્ટ કહ્યુંછે ( L. S.I. IX–ii, પૃ. ૨૦ મે) કે ઑ અને ઑ઼ એ સંજ્ઞાઓથી "hat" અને "hot" એ સ્વરો-વિવક્ષિતછે. અને ડૉ. ટેસિટોરીનાં પોતાનાં જ વચન ("Bardic Survey, ૭૪ મે પૃષ્ઠે) આ પ્રમાણે છેઃ-"હું કદાપિ હિંદુસ્તાન દેશમાં ગયો ન્હોતો અને ગુજરાતી અને મારવાડી ભાષાઓમાંના ઉચ્ચાર વિશેની સર્વ માહિતી માટે મ્હારે સર્વાંશે **બીજાએ આપેલા વર્ણનને આશ્રયે રહેવું પડતું, જે અસત્ય હોવાનું મ્હને પાછળથી જણાયું.**" અહિયાં કાળા છાપેલા શબ્દો જે સ્થિતિ પ્રગટ કરેછે તે સર જ્યૉર્જના L. I. S. IX, ii ના લિખિત આધારવાળી વાતથી જૂદી જ છે. હું તો આગ્રહપૂર્વક માનુંછું કે अय्–अव् નો ઉચ્ચાર જ કરી જોશો કે તરત વિવૃત ઉચ્ચાર ( अॅ–ऑ ) સાથેનો સંબંધ અને કાર્યકારણભાવ જોઈ સકશો.

( ऐ ) संप्रसारणः—

कपपट्टिका–कसवटी–कसउटी–कसोटी,

અને घनतरकं–घणयरउं–घणइरउं–घणेरु;

હાવા પ્રકારોમાં व–यના उ–इ (એટલે संप्रसारण) થવાની સ્હામે ડૉ. ટેસિટોરી વાંધો ઉઠાવેછે કે ( પ્રા. પા. રાજ. માં ) व કે य આદ્ય હોય ત્યહાં संप्रसारण શકય નથી, તેમ જ व–य સ્વરભાર પામેલા હોય તો ત્યહાં પણ संप्रसारण શકય નથી, સ્વરભારરહિત હોય તો संप्रसारण લે. આ મત મ્હારી દલીલથી તદ્દન ઉલટો છે. જ્યહારે व–य ( ખરું જોતાં હેમાંનો अ ) સ્વરભારયુક્ત હોય ત્યહારે संप्रसारण થાયછે અને સ્વરભારથી રહિત હોય ત્યહારે य–वની પૂર્વના (अय–अव માંના) अ ઉપર સ્વરભાર જઈ પડતાં संप्रसारण થતું અટકેછે, કારણ કે એથી य–वનો अ દ્રુતતર अ બનેછે અને પરિણામે લુપ્ત થાયછે, પછી વિવૃત ઉચ્ચારના નિકટતમ કારણભૂત अय्–अव् અવશિષ્ટ રહેછે.[1]

१. नकुल–नउल–नोल; वकुलसरी–वउलसरी–( વર્ણવ્યત્યયથી ) वउरसली–वोरसली; આ પ્રકારના શબ્દોની બાબતમાં ડૉ. ટેસિટોરીની દશા इतो व्याघ्रस्ततस्तटी જેવી થઈ પડશે. કારણ કે આ શબ્દોમાં अ उ છે તે નિર્વિવાદ છે તેમ જ અન્તિમ શબ્દરૂપમાં સંવૃત ओ પણ નિર્વિવાદ છે. કાં તો હેમણે અહિં સંવૃત ઉચ્ચાર अउમાથી આવ્યોછે એ કબૂલ કરવું પડશે અને अव ( અને अय )માંથી સંવૃત ઉચ્ચાર આવે એ મત તજી દેવો પડશે, અથવા તો સંવૃત ઉચ્ચારની સિદ્ધિને અર્થે अउનો અહિં अव કરવો પડશે અને એમ કરવાથી, અત્યાર સુધી હેમણે નકાર્યુંછે તે, (उ નો व થવા રૂપ) प्रतिसंप्रसारण સ્વીકારવું પડશે.

આધુનિક ભાષાઓમા આવતા શબ્દોમાં થતા संप्रसारणનો ઉત્પત્તિપ્રકાર હાવો છે —અર્ધસ્વરોને ઉચ્ચારવામાં પ્રયત્નના શિથિલીકરણથી संप्रसारण નીપજે છે, એ ઉચ્ચારોનો દ્રવીભાવ અથવા વિલય એ જ सप्रसारण જ્યહારે य्-व् સ્વરોની વચ્ચે હોય ત્યહારે જ એ શક્ય બનેછે, કારણ કે નિકટવર્તી બે સ્વરો સ્વરમય પરિસ્થિતિ અને સસ્કાર ઉપજાવેછે આથી પ્રથમ ગુરુપ્રયત્ન य्-व् ને સ્થાને લઘુપ્રયત્ન य्-व् ઉચ્ચારાયછે અને છેવટ इ–उ બોલાયછે, ગુરુ પ્રયત્ન य्-व् (प्राकृत–लक्षणની પ્રસ્તાવનામાં, પૃ ૨૭ મે § ૮ મા ડૉ હ્યર્નલે અર્ધ-વ્યજન એ સુભગ સજ્ઞાથી દર્શાવેલા य्-व्) લઘુપ્રયત્ન य्-व् બનેછે (જેને ડૉ હ્યર્નલ અર્ધસ્વર કહેછે), પછી આ વર્ણો, સ્વરસપુટરૂપ સાધનને બળે, દ્રવીભાવ પામીને સ્વરરૂપ બનતા इ–उ થાયછે આ રીતે सप्रसारण માટે જોઇતી સાધનસામગ્રી આ છે —

(अ) य्–व्‌ની બે સ્વર વચ્ચે સ્થિતિ અને (आ) य–वમાંના अ ઉપર સ્વરભાર

નીચે આપેલા શબ્દોમાં થતું सप्रसारण ઉપર દર્શાવેલ નિયમ (अ)નું ઉલ્લઘન કરનારુ આપાતત જણાશે —

| | |
|---|---|
| (૧) ध्वनि (સ) | धून (ગુજ) |
| (૨) स्वर (સ) | सूर (ગુજ) |
| (૩) द्वि (સ) | दुइ (હિં) |
| (૪) व्यक्ति (સ) | वीगत (ગુજ) |

પણ એ ઉલ્લઘન કેવળ આભાસિક છે કારણ કે આ પ્રકારોમાં પ્રથમ સૂક્ષ્મ स्वरभक्ति પ્રવિષ્ટ થાયછે અને धूउवनि, सुउवर, दुउवि, वुइयक्ति હેવા અવાન્તરક્રમો અર્પેછે, અને એ રીતે य् અને वની સ્વરો વચ્ચે સ્થિતિની અપેક્ષા પૂરી પાડેછે

(ओ) स्वरभार અને હેની અસર —મ્હેં કહેલા accent (સ્વરતત્ત્વ) ના ઉપયોગથી ડૉ ટેસિટોરી મુંઝવણમા પડ્યાછે તેઓ મ્હને પૂછેછે આ સ્વર તે પ્રાચીન સસ્કૃતનો स्वर છે? પ્રાકૃત અને આધુનિક ભાષાઓના વિષયમાં એ બને નહિં પ્રાચીન સસ્કૃતમાંનો स्वर પણ અશત આરોહરૂપ અને અશત ભારરૂપ હતો, હેના વાસ્તવિક સ્વરૂપ વિશે કોઈએ નિર્ણય બાંધ્યો નથી, અને બીમ્સ અને ડૉ સર રા ગો ભાડારકર જેવા પડિતોએ અર્વાચીન ભાષાઓના ઉચ્ચારશાસ્ત્રની ચર્ચામા "accent" શબ્દને 'ભાર'ના અર્થમાં પ્રયોજ્યોછે માટે "accent"થી મ્હારે શુ વિવક્ષિત છે એ પૂછવાને, અથવા સંસ્કૃત स्वर જે શ્રુતિપર પડે તે શ્રુતિપર મ્હેં દર્શાવેલ સ્વરભાર નથી પડતો ત્હેવો વાંધો ઉઠાવવાને, પ્રસગ જ ઉદ્ભવ્યો ન્હોતો

## પૂર્તિ.

### વ્યાખ્યાન ૩ જું.

(૧) પૃ. ૭૪ (૫) પછી ઉમેરવાનું:—

**ભાલણકૃત** कादम्बरी (કે. હ. ધ્રુવની આવૃત્તિ), પૃ. ૩૩, પંક્તિ ૧ લીમાં व्यापारीइ विपणि मांड्यां शंखशुक्तिप्रवाल। એ પ્રમાણે છે; અને शीलवतीनो रास (વિ. સં. ૧૭૦૦) (प्रा. काव्यमालावाळी આવૃત્તિમાં) પૃ. ૬૦, પં. ૭ મીમાં व्यापारी શબ્દ છે (જો કે તરત જ પં. ૮ મીમા व्यवहारी છે.)

હું એટલું જ કહી સકું કે व्यापारનો આ ખોટો પ્રયોગ ભાલણની પૂર્વના સમયથી ઉદ્‌ભવ્યો હશે.

(૨) પૃ. ૮૮; પૅરા ૧ પછીઃ--

આ વર્ણોના, त (કે ट) અને कના, અન્યોન્ય સંબંધ વિશે બોધક ચર્ચા, અને કેટલીક પ્રજાઓની શારીરિક અશક્તિ, એ મુદ્દાઓ માટે મૅક્સ મૂલરકૃત *Science of Language* (ભાષાશાસ્ત્ર) પુ. ૨, પૃષ્ઠો ૧૮૩–૧૮૫ જુવો. હેમાંનું નીચેનું કથન લક્ષયોગ્ય છેઃ--"શારીરવિદ્યાની દૃષ્ટિયે આ ઘોટાળાનું એક જ કારણ દર્શાવી સકાય, ઉચ્ચારણનું અપાટવ; क અને तનાં સ્થાનો વચ્ચે, અધવચ, તાળવા સાથે, જીહ્વા સ્થૂલ બનીને અથડાયછે અને એથી દન્ત્યપ્રાય, કદાચિત્ તાલવ્યપ્રાય, ઉચ્ચાર ઉપજાવેછે."

પ્રાકૃતમાં तवर्गના વર્ણોનો य સાથે સંયોગ થતાં चवर्गના વર્ણો ઉદ્‌ભવે છે અને ગ્રામ્ય ગુજરાતીમાં कवर्गના વર્ણો સાથે य નો હેવો જ સંયોગ થતાં એ જ પરિણામ આવેછે. सत्य **સં.** सच्च **પ્રા.** कयम ગુજ; चम ગ્રામ્ય ગુજ; આ વસ્તુસ્થિતિથી પરોક્ષ રીતે त અને क ના વાગ્વ્યાપારગત સંબંધનું સૂચન થાયછે એટલું અહિં ઉમેરીશ.

(૨) પૃ. ૯૩, નોટ ૪૨.

पुरः (સં.); (મ.) पुढे.

ડૉ. ભાંડારકર (व्याख्यानो, પૃ. ૧૯૦ મે, पुढें (મ.) ને प्रभृति (સં.) માંથી (પ્રા.) पहुडि દ્વારા વ્યુત્પન્ન કરેછે. અર્થ તેમ જ વર્ણવિકારો पुरःમાંથી વ્યુત્પત્તિ માનવાના પક્ષનું સમર્થન કરેછે.

### વ્યાખ્યાન ૪ થું. ખંડ ૧ લો.

(૧) પૃ. ૧૧૨. अक्षरની વ્યાખ્યા પછી ઉમેરવાનું:—

પણ अक्षरનો અર્થ स्वर પણ થાયછે; જેમકે ऋक्प्रातिशाख्य, ૨૦ અને ૨૩ (મૅ. મૂલરવાળી આવૃત્તિ):

(સિ. હે. ૮–૪–૩૫૪), જ્યહારે अहं ને કોઇપણ પ્રકારે તાણીતૂશીને પણ નાન્યતર જાતિનો ગણી સકાય નહિં. अहं નું हअं થાયછે તે વર્ણવ્યત્યયનો પ્રકાર ગણી સકાય, અથવા તો (આગળ વ્યાખ્યાન ૪ થું, ખંડ ૨ જાનાં પ્રારંભનાં પૃષ્ઠોમાં દર્શાવેલ ख વર્ગની અંદરના उत्सर्ग ૧-(ज) પ્રમાણે) हकार શબ્દના આદિ તરફ ખશી જાયછે ત્હેનું ઉદાહરણ ગણી સકાય.

ડૉ. સર રા. ગો. ભાંડારકર (વ્યાખ્યાનો પૃ. ૨૦૭ અને નોટ ૪ માં) અપ. हउं ને अहकम् (સં.) માંથી આવેલ માનેછે. વધારામાં તેઓ ક્હેછે કે हउं માં उ છે તે, અત્યારે ગુજ. માં ओ વપરાયછે તેમ, અપભ્રંશમાં છૂટથી વપરાતો, પ્રથમા એક વચનનો उ છે. એ ગમે તેમ હોય, उं ના અનુસ્વાર વિશેની મ્હારી અડચણ એમની એમ રહેશે; પણ મ્હેં સ્વીકારેલી વ્યુત્પત્તિથી સમઝાયછે કે એ અનુસ્વાર अहम् ના મૂળ म् નું પરિણામ છે.

પાણિનિ ૫–૩–૭૧ (अव्ययसर्वनाम्नामकच् प्राक टेः) અને તે ઉપરનું वार्तिक (अनोकारसकारभकारादाविति वक्तव्यम्) જોતાં अहकम् રૂપ શક્ય છે એ હું સ્વીકારુંછું (જો કે सिद्धान्तकौमुदीમાં અને महाभाष्य માં આપેલાં ઉદાહરણોમાં अहकम् આપેલ નથી); પરંતુ, તે છતાં પણ, વધારે પ્રચરિત રૂપ अहंને આધારે (अहं–हअं–हउं–हुं હેવી) સરળતર વ્યુત્પત્તિ સુલભ છે તો પછી अहकम् જેવા અપ્રચરિત રૂપની સહાયતા લેવા જવાનું મ્હને કંઇ પણ પ્રયોજન જણાતું નથી.

(૪) પૃ. ૧૫૧ सर्व–सौ પછી ઉમેરવાનું:—

चतुर्वर्त्मकं चउव्वट्टउं चउट्टुं–चौटुं

(૫) પૃ. ૨૪૭, છેલ્લો પૅરા. ल्याना (હિંદી) વગેરે; ઉમેરો:—

લે+આવ્‌નું હેવું જ સંયોજન विमलप्रबन्ध, खंड ३, १४४ માં મળેછે;

गरथ वडइ गजघट ल्याविउ ॥

વળી, ૧૬૧;

ल्यावइं रे लक्ष वधामणां ।

તેમ જ વળી ભાલણકૃત कादम्बरीમાં:—

ऊठी इन्द्रायुधनि ल्याव्युं; ऊतार्यू पल्हाण ।

(કેશવલાલ ધ્રુવની આવૃત્તિ, પૃ. ૮૮, પં. ૫).

---

## વ્યાખ્યાન ૪ થુ
### (ખડ ૨ જો)

## ગુજરાતી ભાષાનો ઇતિહાસ અને વિકાસ

ગુજરાતી અને અન્ય ભાષાઓમા કેટલેક અંશે સમાન ઉત્સર્ગો

ગુજરાતી શબ્દોની વાગ્-વ્યાપારજનિત ઉત્ક્રાન્તિનું નિયમન કરતા उत्सर्गो પૈકી વર્ગ ख ની, એટલે અંશત ગુજરાતીના જ વિશિષ્ટ उत्सर्गो છતા કાઇક સ્વરૂપભેદથી અન્ય ભારતીય ભાષા ઓમા પણ પ્રવર્તતા હોય હેવા उत्सर्गोની, ચર્ચા હવે આરભુ છુ આ વર્ગમાં એક જ મહત્ત્વના उत्सर्गની ચર્ચા કરીશ ગુજરાતી શબ્દોમા લઘુપ્રયત્ન ह્ નું સ્થાન એ હેનો વિષય છે ગુજરાતીની સાથે હિન્દીમા પણ આ उत्सर्गની પ્રવૃત્તિ છે, પરતુ માત્ર અમુક અશે જ, કારણ કે ગુજરાતી हमारुं નો ह લઘુપ્રયત્ન છે પરતુ હિન્દી हमारा માં ગુરુપ્રયત્ન ह છે ગુરુપ્રયત્ન અને લઘુપ્રયત્ન ह ઉચ્ચારોની पाणिनीय शिक्षा માં દર્શાવેલા कण्ठ्य અને औरस्य ह ઉચ્ચારો સાથે તુલના હું પાછળ કરી ગયોછુ (પૃષ્ઠ ૬૫ અને પૃષ્ઠ ૧૧૪ જુવો) ह ઉચ્ચારના આ બે પ્રકાર એથી પણ પ્રાચીન સમયથી ચાલ્યા આવ્યાછે એ સ્પષ્ટ છે, જે વાતનું સાક્ષ્ય ऋक्प्रातिशाख्य पटल १, १८ મા નીચે પ્રમાણે મળેછે –कण्ठ्योऽकार प्रथमपञ्चमौ च द्वावूष्माणौ (બીજો પાઠ ऊष्मणाम्) केचिदेता उरस्यौ । આ વિષે ઉવ્વટ કહે છે –प्रथमोहकार पश्चमो विसर्जनीय एतौ चोष्मणां मध्ये कण्ठस्थानौ वेदितव्यौ । केचिदाचार्या एतौ हकारविसर्जनीयौ उरःस्थानाविच्छन्ति ॥] પરતુ, ह દર્શાવવાનો નિયમ સ્વીકારાયલો છે–પછી એ ह ગુરુપ્રયત્ન છે કે લઘુપ્રયત્ન છે એ જૂદી વાત છે–માટે હું આ उत्सर्गને क વર્ગમાં ન મૂકતા ख વર્ગમાં મૂકુછુ આ બાબતમાં મરાઠી ભાષા ગુજરાતી અને હિન્દીથી અલગ પડેછે, હેમાં ब्राम्हण જેવા શબ્દોમાથી ह કાઢી નાખવામાં આવેછે અને ક્વચિત् आह्नी, आह्मास, तुह्नी, तुह्मास હેમાં છે તેમ મૂળનો જ સયોગ જાળવી રખાયછે, ક્વચિત્ વિશ્લિષ્ટ રહેછે જેમકે वहीण, वहीम, तहान (तृष्णाમાથી), लहान (श्लक्ष्णમાથી) पहिला ઇત્યાદિ (પણ ગુજરાતીમા व्हेन, व्हेम, पहेलुं ઇત્યાદિ છે), અથવા વળી કેટલીક हकारને છેક શબ્દને છેડે હઠાવવામા આવેછે, જેમકે मोठा (મ) महान् (સ) આ વાતમાં હિન્દી પણ ગુજરાતીથી અલગ પડેછે અને हને વિશ્લિષ્ટ રાખેછે જેમકે पहेलुने સ્થાને पहिला ઇત્યાદિ, અને આ ઘટના હિન્દી બોલનાર પ્રજાના મજબૂત શરીરનું સ્વાભાવિક પરિણામ છે, કારણ કે हને શબ્દના આદિ ભાગ તરફ ખસેડવાથી અને વ્યજન સાથે જોડવાથી હેનો ઉચ્ચાર લઘુપ્રયત્ન અવશ્ય બને

હવે આપણે ખાસ ગુજરાતીને જ માટેનો उत्सर्ग આપિયેઃ—

ગુજરાતી શબ્દોમાં हના સ્થાન વિશેના ઉત્સર્ગનું કથન

ह ત્રણ ભિન્ન ભિન્ન વાગ્વ્યાપારજન્ય અવસ્થાઓ પ્રાપ્ત કરેછેઃ—

## उत्सर्ग १.

(क) स्थानफेर.—શબ્દના કોઈ પણ ભાગમાં, સંયોગના અંગરૂપે કે અસંયુક્ત દશામાં સ્વતન્ત્રરૂપે કે મહાપ્રાણ સ્પર્શ વ્યંજનમાં પ્રાણદાયક તત્ત્વ રૂપે, રહેલો ह,

(अ) બહુશઃ ખશીને શબ્દના આદિ તરફ જાયછે,

અથવા (आ) (ક્વચિત્) શબ્દના અંત તરફ જાયછે.

ટિપ્પણઃ-અસંયુક્ત ह સંસ્કૃતમાંથી ह રૂપે આવ્યો હોય અથવા સ્પર્શ મહાપ્રાણ વ્યંજનનું વાગ્વ્યાપારજનિત રૂપાન્તર હોયઃ જેમકેઃ-

| સં. | પ્રા. | ગુજ. |
|---|---|---|
| वहनं | वहणं | व्हॆण |
| कफोणि | कहोणी | कह्णोणी, क्हूणी |

આ ह, સ્થાનાન્તર પામીને, નજીકમાં નજીકના અક્ષર સાથે કાં તો संकीर्ण અથવા તો संसृष्ट રહેછે.

(ख) મૂળ શબ્દમાં, કે અવાન્તરરૂપમાં, ह હોય જ નહિં ત્યહાં આગન્તુક ह પ્રક્ષિપ્ત થાયછે.

અહિં પણ ह કાં તો संकीर्ण અથવા તો संसृष्ट રહેછે.

(ग) મૂળ શબ્દમાં રહેલો ह લુપ્ત થાયછે.

આ ह સંયોગનો અંશ હોય, કે સ્વર સાથે संकीर्ण હોય, કે પછી સ્પર્શ મહાપ્રાણ વ્યંજનના અનુપ્રાણનતત્ત્વ રૂપે હોય. આ છેલ્લા પ્રકારમાં એ મહાપ્રાણને સ્થાને હેના વર્ગનો અલ્પપ્રાણ શુદ્ધરૂપે તરી રહેછે.

ઉદાહરણોઃ-

(૪)-હનું સ્થાનાન્તર.

(क)-(अ)-(संसृष्ट हकार)
(મૂળ સંયુક્ત हकारમાંથી)

| સં. | પ્રા. કે અપ. | ગુજ. |
|---|---|---|
| श्लक्ष्णकं | [1]लण्हउं | न्हानुं |
| पार्ष्णिः | पण्ही | प्हानी |

१. क्ष्णनો ण्ह થવાની ચર્ચા કરતા સિ. હે. ૮-૨-૭૫ એ સૂત્રમાં ઉદાહરણોમાં सण्ह એક જ આપેલ છે; અને ૮-૨-૭૯ ઉપરથી કોઈ એમ માની લે કે પૂર્વ કે પર

| | | |
|---|---|---|
| प्रस्तवक | पण्हवउ | पहानो |
| कृष्ण | कण्हु | क्हान |
| यूयम् | तुम्हे | त्हमे |
| युष्मदीयक | [2]तुम्हारउ | त्हमारु |

(મૂળ સાદા (અસંયુક્ત) हकारમાંથી)

| | | |
|---|---|---|
| प्राघुणक | प्राहुणउ | प्हहणो |
| भगिनी | वहिणी | व्हेन |
| कथयति | कहइ | कहे |
| वहति | वहइ | व्हे |
| वेध | वेहु | व्हे (=छिद्र) |
| (त्वदीयक) | [2]तु ारउ | त्हारु |
| (मदीयक) | [2]महारउ | म्हारु |
| वितस्ति | विहत्थी | व्हेंत्य |
| महत् (+क) (महत्क) | महन्तउ | म्होटु[3] |
| | वहिल्लउ (देश्य) | व्हेलु |
| शिथिलक | सिढिलउ[4] | स्हेलुं |
| वल्लभक | व ल्हउ (वल्लभउ, व्हल्लउ) | व्हालो |
| वल्लभ | वल्हु | हालम वालम |

ગમે ત્હેવો छ સંયોગમાંથી લુપ્ત થાય હેવા વ્યંજનોમાંનો એક હોઇને, लण्ह એ રૂપનું અસ્તિત્વ જ ન હોય પરંતુ ૮-૨-૭૭ મા સંયોગના પૂર્વ અંગ તરીકે રહેલા शનો લોપ દર્શાવ્યોછે, અને સાક્ષાત્ लण्हने જ शलोपना ઉદાહરણરૂપે આપેલછે આથી હેતુ જણાયછે કે सण्ह અને लण्ह બને શબ્દો સ્વીકારાયવા છે, उभयप्राप्तौ यथादर्शन लोप અને એ પણ કવચિત્ વારા ફરતી (पर्यायेण)—જેમકે द्वार–दार–बार જે નિયમ ૮–૨–૭૯ ઉપરાની વૃત્તિમા આપોછે તે અહિં પણ લાગુ પડી સકે છે लण्हनो પ્રયોગ कर्पूरमञ्जरीमां પ્રત્યક્ષ ઉપલબ્ધ છે, लण्हअ प्हाणपोत्तं । विसुणदि तणुलट्ठीचंगिम त्तगिम ञ॥ (અંક ૨, શ્લો ૨૪) એજ નાટિકામા અ યત્ર બે સ્થળે लण्ह વપરાયેલું છે, ૩ ૨૮ અને ૪–૮

૨ સિ हे ૮-૪-૪૩૪–જુવો

૩ આ શબ્દ ની વિસ્તૃત ચર્ચા માટે પરિશિષ્ટ क જુવો, ત્હા ગ્રેહેં મોઢુની પક્ષની રા કે ઉ ધ્રુવની દલીલોની પરીક્ષા કરીને હેના ઉત્તર આપ્યાછે

૪ સિ हे ૮-૧-૨૧૫ અનુસાર सिढिलउ થાય પરંતુ ध નો ह થવા વિશેનો સામાન્ય નિયમ એક નહિ તો બીજે સમયે પ્રવર્ત્યો હોવો જોઇયે, અને स्हेलुंનું મૂળ એ રીતે ઉત્પન્ન થયેલ રૂપમા ખોળવુ પડે એમ છે

| | | |
|---|---|---|
| कफोणि; | कहोणि | कहोणी, कहूणी विकल्पे |
| विमानकं | विहाणउं | व्हाणुं |
| संमुखकं | संमुहउं | स्हामुं |

## संकीर्ण हकार

(મૂળ हकार-સંયોગને અંશભૂત)

| સં. | પ્રા. કે અપ. | ગુજ. |
|---|---|---|
| उष्णकं | उण्हउं | हूनुं |
| वयं | [5]अम्हे, अम्हो | हमे-हमो |
| अस्मदीयकं | अह्मारउ | हमारुं |
| ग्रीष्मः | गिह्म | घीम[6] |
| (મૂળ हकार-અસંયુક્ત.) | | |
| अधुना | अहुणा (हउणा, हवणा) | हमणां |
| गर्दभककः | गद्दहडउ | गधेडो |
| गर्दभकः | गद्दहउ | गद्धो |
| मातृगृहं | [7]माइहरु (मइहरु, महिअरु) | महियर |
| महिषी | महिसी (म्हइसी, म्हइशी) | भेंश[8] |
| ह्रदकः | द्रहउ | धरो |
| संग्रहकः | संग्रहउ | संघरो (=संचय) |
| ग्रहणं | ग्रहणु | घरण |
| ग्रहणं | गहणु-घयण | घर्न (= निशो) |
| गोधूमः | गोहूमु (गोहूंवु, गोहूंव) | घउं |

---

શિથિલ એટલે "ઢીલું", 'નરમ"; જે ઢીલું કે નરમ હોય તે સ્હેલું હોય; આથી स्हॅलुं એટલે "સરળ" એ શબ્દ અર્થદૃષ્ટિએ પણ શિથિલમાંથી પ્રાપ્ય છે.

ડૉ. સર રા. ગો. ભાંડારકર स्हॅलुंની વ્યુત્પત્તિ सुलभમાંથી વ્યત્યય વિધિથી થયેલી દર્શાવેછે-હેમનાં વ્યાખ્યાનો, પૃ. ૧૯૦ જુવો. એ વ્યુત્પત્તિમાં વિવૃત ॲ નું કારણ પ્રાપ્ત થતું નથી; પછી કૃત્રિમ રીતે इ ઘુસાડિયે તો જૂદી વાત, પણ શિથિલમાંથી મળતી સ્વાભાવિક વ્યુત્પત્તિ જોતાં એમ કરવાની અપેક્ષા રહેતી નથી.

૫. સિ હે. ૮-૧-૧૦૬.

૬. "घीम रमवी", "घीमनो साळू" એ વચનો હોળીના ઉત્સવ સંબંધે જાણીતાં છે. અહિં વસન્તને સ્થાને ગ્રીષ્મનો પ્રયોગ છે.

૭. સિ. હે ૮-૯-૧૩૫.

૮. म्हॅ-वॅं+हॅ-भॅं.

| | | |
|---|---|---|
| गभीरक | गहीरउ | घेरु |
| गोधा | गोहा | घो |
| अग्रहक | अग्रहउ | अघरु (= ढुच्कर) |
| गृहीतकक | गहियलउ (घयलउ)[9] | घलो |
| कटाहिका | कडाहिआ | कडाइ[10] |
| (देश्य) पुप्फा | (पूफा–पूहा, फूआ–फूई) | फोई |

( સ્પર્શ મહાપ્રાણમા અનુપ્રાણુન તત્ત્વ રૂપે રહેલો हकार )

| | | |
|---|---|---|
| अष्टादश | अट्ठारह (अढारह, हडार) | हराड (व्यत्ययथी) |
| बाष्प | बाप्फ | भाफ |
| जरठ | जरठउ (गरढउ, गरढो)[11] | घरडो–घयडो |
| सौरभ | (परभारु सोरभ) | सोडम[12] |
| (देश्य) | ओज्यरी (= अन्त्रावरण) | हाजरी |
| (देश्य) | ओड्डूण(क) | होडणु, होयणु |

[देशीनाममाला १, १५५ માં ओड्डूण=उत्तरीयम् એમ આપ્યુછે વર્ગ ૮–૭૭ માં होरण શબ્દ वस्त्र અર્થમા આપ્યોછે જો આ બીજા શબ્દને होयणुના

---

૯ वसन्त विलास (વિ સ ૧૫૦૮) સરખાવો

इम देसी रिद्धि कामनी कामिनी किंनरकंठि । नेहगहेली अ मानिनी माननी मूकइ गंठि ॥

नेहगहेली–स्नेहथी ग्रहेली–એટલે ઘેલી, સ ग्रस्त=आविष्ट એ સરખાવો

कान्हडदे–प्रबंध (વિ સ ૧૫૧૨) હેમા પણ સરખાવો

राउ कणदे गहिलु थयु (ખડ ૧, કડી ૨૩)

વ્યાખ્યાન ૪ થાના ખડ ૧ ના આદિ ભાગમા મેં घलोनी गृहीत માથી गहल्लो घयलो એ ક્રમો દ્વારા વ્યુત્પત્તિ બતાવીછે (પૃ ૧૨૬ જુવો) તેનો આ નવા પૃથક્કરણ સાથે વિરોધ થતો માનવાનો નથી બને વિકલ્પો સભવેછે ગુજરાતીમા ल પ્રત્યય છે તે સસ્કૃત क પ્રત્યયને સ્થાને આવતા અપભ્રંશ इल्ल પ્રત્યયમાથી ઉદ્ભવેલો ગણી સકાય (સિ હે ૮–૪–૪૨૯)

૧૦ (સ) कथ् (પ્રા) कढ्‌માથી નહિં કારણ કે कढ् તળવામા વપરાયછે, ક્વાથમા નહિં (क्वथ्=ઉકાળવુ, કઢવુ)

૧૧ પૃ ૧૦૭, નોટ ૫૪ માં અવતરણમાંનુ ઉદાહરણ જુવો, ત્યહા આ ઉમેરી સકાય,—गरढा माडबाप घरि होइ (ભાડણકૃત रुक्मांगदकथा, નકલની તારીખ વિ સ ૧૫૭૪)

૧૨ र नो ढ થયો, પછી ढ्+ह=ढ, मમાથી અવશિષ્ટ રહેલા વર્ગનો व થઈને પછી म થયો

મૂળ શબ્દ તરીકે સ્વીકારવામાં આવે તો આ ઉદાહરણ બાદ કરવું પડશે. પરંતુ અર્થ લક્ષમાં રાખતાં (उत्तरीय, એટલે કે શરીરપર હોડવાનું વસ્ત્ર, વિશિષ્ટ અર્થમાં, वस्त्रના જેવા સામાન્ય અર્થમાં નહિ), અને ગુજરાતીમાં હોડવું એ ક્રિયાપદ છે અને होरणंમાં ड નથી પણ र છે જ્યારે હોડવું ક્રિયાપદમાં ड છે એ હકીકતો જોતાં, હું ओड्डणं વાળી વ્યુત્પત્તિ વધારે પસંદ કરુંછું.

હોડવું ક્રિયાપદ નામ ઉપરથી જ થયેલું હશે; અથવા ओड्ड् કે હેવો ધાતુ કોઈ દેશ્ય ભાષામાં હશે.]

(क)–(आ)–शब्दना अन्तभाग तरफ जतो हकार.

(મૂળ શબ્દમા અસંયુક્ત हकार).

| સં. | પ્રા. કે અપ. | ગુજ. |
|---|---|---|
| कथितकं | कहिदउं (कीधउं) | कीधुं |
| पृथुकः | पहुंकु (पउंखु) | पूंख, पोंख (વિકલ્પે) |
| प्रत्यभिज्ञानं | पच्चहिआण[१३] | पीछाण, पिछाण |
| अभिज्ञानं | अहिण्णाण (अह्निाण–अइह्नाण)[१४] | अंधाण |

अपवाद:—

| | | |
|---|---|---|
| पृथुकाः | पहुआ | (पहुंवा) |

(અહિ ह અચલિત રહેછે.)

---

૧૩ पहिच्चआण (व्यत्यय); पहिच्चाण (द्रुततर अकारलोप); पइच्छाण (ह નું અન્તર્ગતિ અપસરણ); पीछाण.

હિન્દીમાં પેછાન છે; ડૉ ભાંડારકરનાં ભાષાશાસ્ત્રીય વ્યાખ્યાનો, પૃ. ૨૯૦ મું જુવો. એઓ पहिचान (ના) હિન્દી માનેછે

૧૪ ह्+न મળીને ંધ બનેછે; ક્રમઘટના આ છે:—અનુનાસિકત્વયુક્ત द તુલ્ય न નો અનુનાસિક द (ँद) બનેછે અને द–ह् નો ध् થાયછે: અને એ રીતે ંધ થાયછે. (નીચે અનુનાસિક વિશેનો उत्सर्ग જુવો).

નીચે લખેલા ગ્રન્થોમાં આ શબ્દ अहिनाण રૂપે મળેછે:—

(અ) કર્મણમન્ત્રી કૃત सीताहरण (વિ. સં. ૧૫૨૬)

राम भणइ अहिनाण ऊलखीइ सीततणां ए साचां;

(આ) विमलप्रबन्ध (વિ, સં, ૧૫૬૮);

एणि परि बोळयां अहिनाण (૯–૨૯);

(ઇ) शीलवतीनो रास (વિ, સં, ૧૭૦૦);

(૧) अहिनाणी विदुनामनी (ખંડ ૫–૯–દુહો ૧);

(અહિ अहिनाणी સ્ત્રીલિંગ છે).

ટિપ્પણી —

સામાન્યત દ્વિતીય શ્રુતિમા રહેલો ह, પ્રથમ શ્રુતિ સાથે મળી જાયછે, કેટલાક અપવાદો.

(૧) ઉપર આપેલાં ઉદાહરણોમાં જણાશે કે સામાન્યત મૂળ શબ્દોમાં ह બીજી શ્રુતિમા હોયછે, પરિણામે, આદિ ભાગ તરફ જવાથી, અવશ્ય આદ્ય શ્રુતિ સાથે સંયોગરૂપે અથવા સંકીર્ણ ઉચ્ચારરૂપે મળી જાયછે અપવાદો માત્ર આટલા છે —

गद्दहट्ठ, गद्दहु, माइहड, फडाही, घोरम

( समहड અને अमहट એ માત્ર આભાસત અપવાદો છે, કારણ કે स અને अ, ઉપસર્ગ અને નિરર્થક તરીકે આદિમા મૂકેલા હોઈ છૂટા પાડી સકાય હેવા તત્ત્વો છે, અને ઉભય શબ્દમાં म આદ્ય અક્ષર છે એમ છતાં પણ જો સમગ્ર શબ્દને એકઠો લઈયે તો ह આદ્યશ્રુતિ પર્યન્ત ન જઈ સકવાનું કારણ સ્પષ્ટ છે ग् વર્ણમાજ ह् પકડાઈ રહેછે કારણ કે એ બંને ( ग् અને ह् ) વચ્ચે વાગ્વ્યાપારગત સારૂપ્ય રહેલુંછે, અને એથી હેની આગળ જવાની ગતિનો નિરોધ થાયછે )

આ શબ્દોમા ह પ્રથમ શ્રુતિ પર્યન્ત જતો નથી, પરન્તુ દ્વિતીય શ્રુતિમા જ સપડાઈ રહેછે અને ત્યહા સ્થિર રહીને એ ધ્વનિના મૂળ અક્ષરમાં સંકીર્ણ બનેછે. અને એ રીતે द्+हનો ध, ड्+हનો, ढ, र्+हનો પણ ह, અને +ट નો અવને ह्+ट એટલે हि બનેછે

(૨) घन्हट અને गन्ट એથી જૂદી અવસ્થાને પામેછે, ह् પ્રથમશ્રુતિ સૂધી પ્રયાણ કરીને घની સાથે મળીને घ्, અને गની સાથે મળીને घ्, બનેછે કારણ એ છે કે ઉભય પ્રસંગે हની સાથે વાગ્વ્યાપાર દૃષ્ટિયે એટલે સ્થાનમા કે પ્રયત્નમા કે બંને બાબતમાં નિકટતમ સારૂપ્ય ધરાવનારા વર્ણોથી ह् નું આકર્ષણ અને પ્રસર થાયછે આ રીતે એ ઘટનાની આભાસિક અસમાનતાનું કારણ સમજાયછે

---

(૨) ओडनिया अहिनाम, दा पर्वी नारा (ખડ ૧-૪-૧)

(૩) गाद अहिनाग ओडग्गिदो पति (ખ. ૧-૮-૧૧).

( આ છેલ્લા ઉદાહરણમા ग्रा घाम्यमाल्मां गाद गहिनाो એમ છપાયુછે તે દેખીતી ભૂલ છે )

આ ઉપરાંત બાણકૃત કાદમ્બરી, પૂર્વભાગ, ૨૪-૧, ૬૬ નાનું ઉદાહરણ જે સર્ગમાં તે ઘનિષ્ઠ अहिनाग ઘ ઘણી ગ્રાહ્ય, પરંતુ એ વિરો ભદને ગમા છે, કારણ કે ને ઘન, મૃગયાર નિરાત (? ગિરાન્તરમેયન) છે એનું રા કે ૯. મૂળ ગ્રન્થોને કોઈ સંશોધન છે, જે ઉપપન્ન હોય અને ન પણ હોય

(૩) બીજું લક્ષયોગ્ય તત્ત્વ એ છે કે જ્યહાં જ્યહાં ह्થી થયેલો सबल-સંયોગ હોયછે ત્યહાં ત્યહાં ह्ના સ્થાનફેરની સાથે જ સંયોગનો પૂર્વસ્વર દીર્ઘ બનેછે: लह्ण–नह्नं–ન્હાનું; પરંતુ ह् निर्बलसंयोगમાં રહેલો હોય તો હાવું પરિણામ થતું નથી. अह्मे–हमे; ह्यामे નહિ.

सबलसंयोगમાં રહેલા ह्નો સ્થાનફેર થતાં પૂર્વસ્વર દીર્ઘ બનેછે.

મ્હારા ગયા વ્યાખ્યાનમાં (વ્યાખ્યાન ૩જામાં), વાગ્વ્યાપારગત રૂપો અને ફેરફારોનાં નિયામક સામાન્ય તત્ત્વોના નિર્ણય સમયે, तुल्यमात्रापरिमाण એ નામથી આ ઘટનાનો પરામર્શ કર્યોછે. (પૃષ્ઠ ૯૯ જુવો)

પ્રાકૃતોમાં અને વિશેષતઃ અપભ્રંશમાં આ પ્રકારના ह्युक्त સંયોગો-માંના ઘણાખરા निर्वलसंयोग હતા. નીચે આપુંછું હેવી પંક્તિઓમાં સંયોગથી પૂર્વે રહેલી શ્રુતિની માત્રાસંખ્યાથી આ વાતનો પુરાવો મળેછે:—

दिक्खि अम्हारा कंतु

(सि. हे. ८–४–४३४.)

પ્રાચીન ગુજરાતીમાં પણ આ निर्वलसंयोग तत्समशब्दोમાં પણ દૃષ્ટિગોચર થાયછે, જેથી એ શબ્દોને, એટલા પૂરતા, तद्भव ગણી સકાયઃ—

જુની ગુજરાતીમાં तत्सम શબ્દોમાં પણ निर्बल-संयोगનું અસ્તિત્વ

सरवरूपि हरि रंगि राचि
वृंदावनि गोपी मध्य नाचि
साचो सोहि ब्रह्मचारी

(पद्मनाभनी એક કૃતિમાંથી; નકલ વિ. સં. ૧૭૧૫ માં લખાઇછે; गुजरात शाळापत्र, પુ. ૧૨, મે.)

અહિં मध्यમાંનો य् લઘુપ્રયત્ન છે એટલે ध्य निर्बलसंयोग છે. પરંતુ આપણી પ્રસ્તુત ચર્ચાને ઉપયોગી ઉદાહરણ ब्रह्मचारीમાંનો નિર્બળસંયોગ ह्म છે, કારણ કે ह्मને સબળસંયોગ માનિયે તો આ પંક્તિની માત્રાઓની ગણના યથાર્થ નહિ નીવડે. આજે પણ ब्रह्मचारीમાં ह्मનો લૌકિક ઉચ્ચાર નિર્બળ થાયછે, અને યજ્ઞોપવીતના સમારંભમાં નાગરસ્ત્રીઓ ગાયછે તેમાંના એક ગીતમાં હેવો જ નિર્બળસંયોગ માલુમ પડેછે.

"ब्रह्मचार टोपी क्व्हा भरी";
"लीली टोपी ब्रह्मचार व्रत भरी."

ભીમકવિકૃત हरिलीला (હસ્તલિખિત પ્રત વિ. સં. ૧૫૭૪ માં ઉતારેલી) કલા ૮મીમાં નિર્બળ સંયોગનાં કેટલાંક ઉદાહરણો પૂરાં પાડેછે:—

(૧) भणइ प्रल्हाद अछइ एक सूत्र ।
तह्मो मणुड ते क्सूत्र (કડી ૩૨)
(૨) सुणु उपदेश कहु तह्म तेह । (કડી ૩૩)
(૩) शीख अह्मारी मानइ नही (કડી ૪૮)
(૪) भणइ प्रल्हाद कहू एक वात (કડી ૫૧)
(૫) विरद तह्मारू माचू सही (કડી ૫૮)

આ ઉદાહરણોમા કાળા અક્ષરછે તે સયોગો નિર્વલસયોગ છે એ ચોપાઇ છદના સ્વરૂપથી સમઝાશે

વિરુદ્ધ પક્ષે એ જ ગ્રન્થમા (એજ कलामां) प्रल्हाद શબ્દનો ल्हा ને સબળ સયોગ ગણીને કરેલો પ્રયોગ પણ ઉપલબ્ધ છે –

तेहनी नीति भणइ प्रल्हाद (કડી ૨૯)
भणि प्रल्हाद पिता अवधारि (કડી ૫૭)
[૧૫] त्हिां ताहारु स्वामी प्रल्हाद (કડી ૫૪)
मनसा हरि ध्याई प्रल्हाद (કડી ૫૮)

આથી હેવુ જણાયછે કે આ પ્રકારના સયોગોનો કવિની માત્રાવ્યવસ્થાની અનુકૂળતાને અનુસાર, સબળ કે નિર્બળ સયોગ તરીકે ફાવે તેમ પ્રયોગ કરવામાં આવતો છતા પણ મ્હેં ટાંકેલા ઉદાહરણોથી જણાયછે કે એ પરિસ્થિતિ નિર્બળ સંયોગના પ્રચારનો પુરાવો આપેછે

[હેમચન્દ્રે પ્રાકૃતમા અને સસ્કૃતમા પણ ર્ અને ह વાળા સયોગોના વિષયમા આ છૂટને સમતિ આપીછે छन्दोनुशासन ૧–૬ અને એ ઉપરની વૃત્તિ જુવો સપૂર્ણ ચર્ચા માટે આ વ્યાખ્યાનમાં उत्सर्ग ૧૭ ઉદાહરણ ૧૩ નીચેનું ટિપ્પણ જુવો ]

(૪) हના શબ્દઆદિ તરફ ખસી જવાના આ વ્યાપારના ચિહ્નો

પ્રાકૃતમાં સાધારણ નિયમે ह અન્ત તરફ ખસેછે, પરતુ ગુજરાતી ઘટનાના પુરસ્સર રૂપ કેટલાક અપવાદો છે

પ્રાકૃતમાઠે માધારણ નિયમ હેનો છે કે પ્રાકૃતમા ह અન્ત તરફ જાયછે –स्नान–ण्हाण, कृष्ण – कण्हो स्नात–ण्हा–साई अस्मद्–अम्हे, युष्मद्–

---

૧૫ આ પક્તિમા त्हिां અને ताहारु શબ્દોને त्यहां અને तहारु વાચવાનાછે, એ છન્દના બધારણથી જણાયછે હકારયુક્ત પદોની લિપિ સ્ત્રોલીથીજ લેખયે એથી વધારે પદો હોવાનો આભાસ થાયછે આ તત્ત્વની વિશેષ ચર્ચા માટે થોડાં પૃષ્ઠો પછી આવતી लघुप्रयत्नहकार અને प्राणध्वनि વિશેની ચર્ચા જુવો.

तुम्हे; ઇત્યાદિ; અહિંયાં स् અને ष् (સ્વતન્ત્ર અથવા क्ष માં રહેલો ष्) એ સ્થાની (એટલે हकारनो મૂળભૂત વર્ણ) મૂળ સંસ્કૃત શબ્દોમાં અન્ત્યાક્ષરની પૂર્વે રહેલાછે, પણ પ્રાકૃતમાં ह એ हकारवाળા પદમાં અન્તે (એટલે અલબત્ત અન્ત્યસ્વરની પૂર્વે) આવી રહેછે. જો ह અસંયુક્ત અક્ષરમાંથી ઉદ્ભવ્યો હોય તો મૂળ અક્ષરના જ સ્થાનમાં રહેછે: જેમ કે लाभ.—लाहो; सुखं—सुहं; आभीरः—आहीरो; वल्लभः—वल्लहो; ઇત્યાદિ.

પરંતુ બે અપવાદ છે, જે બંને અન્યોન્ય વિરુદ્ધ પ્રકારના છે; એકમાં ह् આદિ તરફ જાયછે, અને બીજામાં છેક અન્ત તરફ જાયછે:—

(अ) गृहं—घरं; અહિં (હું આગળ[૧૬] દર્શાવી ગયોછું તે પ્રમાણે) જો કે હેમચન્દ્રે घरने गृहना સિદ્ધરૂપ આદેશ તરીકે આપ્યોછે (સિ. હે. ૨–૧૪૪) છતાં પણ વાસ્તવિક વાગ્વ્યાપારગત ઘટના તો એ છે કે ह આદિ તરફ જાયછે. [૧૭]

(आ) घटति—घडइ, અને વિકલ્પે गढइ પણ (સિ. હે. ૮–૪–૧૧૨). અહિયાં પણ, બીજા રૂપમાં, જો કે હેમચન્દ્ર હેને સિદ્ધરૂપ આદેશ તરીકે આપેછે છતાં પણ, ખરો વાગ્વ્યાપારગત ક્રમ એ છે કે घમાંના ह નો વિચ્છેદ થાયછે, એ ह ખશીને અન્ત તરફ પ્રયાણ કરેછે, અને છેવટ અલ્પપ્રાણ ड સાથે મળી જાયછે, જેથી મહાપ્રાણ સ્પર્શ ढ ઉત્પન્ન થાયછે.

સંસૃષ્ટિ અને સંકર હેનું સ્વરૂપવર્ણન.

(५) संसृष्टि અને संकरनुं સ્વરૂપ આ સ્થલે તપાસિયે: संसृष्टि એટલે ह्ना અન્ત્ય અલ્પપ્રાણ વ્યંજન સાથેની સંયોગાવસ્થા, જેમાં સંયોગના અંગભૂત બન્ને વર્ણો મળી જઈને એક સ્પર્શ મહાપ્રાણ વર્ણરૂપ નથી બની જતા. આ વ્યાખ્યાનના પ્રથમ વિભાગના આરંભમાં संज्ञाप्रकरणमां म्हें આપેલી વ્યાખ્યાપરથી આ વાત સ્પષ્ટ સમઝાશે. અન્યોન્યમાં મળી જઈને એક સ્પર્શ મહાપ્રાણ ન બનવાનુ કારણ એ કે ह्नां અને હેની સાથે જોડાતા વ્યંજનનાં स्थान અને प्रयत्न પરસ્પર પ્રતિકૂળ-સ્વરૂપ હોઈને, સંવિલયરૂપ પરિણામને બાધક બનેછે. જ્યહારે નિકટ વાગ્વ્યાપારગત સાત્મ્ય હોયછે ત્યહારે, જેમ કે ग् અને ह्नी બાબતમાં, संसृष्टिनी અવસ્થાનું અતિક્રમણ થાયછે, અને संकर બનેછે. संकर એટલે ह्नो હેની સાથે જોડાતા વ્યંજન સાથેનો સંપૂર્ણ સંવિલય. હેમાં બે પ્રકારનો સમાવેશ થાયછે:—

---

૧૬. આગળ વ્યાખ્યાન ૩ જાના છેલ્લા પૃષ્ઠપર છેલ્લી ફુટનોટ જુવો.

૧૭. અહિં થતા ह ના અપસરણ માટે શબ્દનો આદિ એ સ્થાન કેમ નિયત થયું એ વિશેના કારણોના નિવેદન માટે આ વ્યાખ્યાનનું પરિશિષ્ટ (ख) જુવો.

(૧) વ્યજન જોડે સકર,

અને (૨) સ્વર જોડે સકર,

(૧) વ્યજન જોડે—સાધારણ રીતે ગૃન્હ્ના વિષયમા જ આ સકર નાકય છે, કારણ કે, આગળ કહેવાઇ ગયુછે તેમ એ બે વર્ણોનું વાગ્વ્યાપારગત સાત્મ્ય અત્યન્ત નિકટ છે ઉદાહરણો —

गम्भीरकं–गहीरउं–घेरु

ग्रहण–ग्रहणु–घेन, ઇત્યાદિ, ઇત્યાદિ

વિરલ પ્રસગોએ ब् ને ह् વચ્ચે, કે द અને ह् વચ્ચે કે च् અને ह् વચ્ચે સકર બનેછે, જેમકે

बन्धु–भाण्डु, अम्बुद–अमूज, महिषी–भैंस, गदभक–गद्दो, गर्दभकक–गधेडो

दहक–घरो, अभिज्ञान–अँधाण, भगिनीपति–बहिणीवइ–बन्हेवी ( ગુજ૦ ), बयेवी ( સુરતી ગુજ૦ ), प्रत्यभिज्ञान–पिछाण

ह्‌ના સકરનુ ક્વચિત્ અપભ્રશ ક્રમમા દર્શન, અને વખતે વખતે સ્સ્કૃતમા કેટલાક રૂપોમા જેમ કે अधोक्, बुभुत्सा ઇત્યાદિમા દર્શન

[ હાવો સકર કોઈ વાર અપભ્રશ અને પ્રાકૃત રૂપોમાં પણ જોવામા આવેછે (स) सस्मरति, प्रा सम्हरद, (અપ) समरइ, सि ह ૮–૪–૪૧ જુવો जिन्हा (सं), जिब्भा (प्रा) सि हे. ૮–૨–૫૭, આગળ પૃ. ૮૯ મે દર્શાવ્યા પ્રમાણે

ગુજ ગમરાનુ શબ્દમાં એ જ નિયમની, ઉત્તરકાલીન અપભ્રશમાથી ગુજરાતી પ્રતિ સક્રમણ દરમ્યાન થતી પ્રવૃત્તિનું ઉદાહરણ પ્રાપ્ત થાયછે (વિ મ ૧૭૦૦મા રચાયલા) शीलवतीनो रास એ ગ્રન્થમા (પ્રા काव्यमाला આવૃત્તિને) ૨૨૭મે પૃષ્ઠે, ૧૦ માની ૪થી કડીમા √गन्हर्‌રૂપે આ શબ્દ દેખા દે છે "चन्द्रगुप्त अति गन्हर्यो"

આ વાગ્વ્યાપારગત નિયમની બીજદશાનું સૂક્ષ્મ સૂચન પ્રાચીનતર રૂપક્રમોમા પણ, એટલે સસ્કૃતમા પણ अधोक्, धोक्षि (दुह् માથી), जुगुप्सा (गुप् માથી) ઇત્યાદિ રૂપોમા, દૃષ્ટિગોચર થાયછે, એ રૂપોમા दुह् (दोघ्)ના घ् માં અને गुध्‌ના धમા અન્તર્ગત ह् આદિ તરફ જાયછે અને સપૂર્ણ સવિલય પામીને द्‌ની સાથે મળીને ध् અને ब्‌ની સાથે મળીને भ् નિષ્પન્ન કરેછે ग्रह्‌ માથી આવેલ जिघृक्षा મા પણ એવો જ પ્રકાર છે [18] ]

---

गुध्, बध्, दह् એ મૂળ घुध्, भध्, धह् હતા એ પ્રચરિત મતની પરીક્ષા, અને મ્હારો મતભેદ

૧૮ ઊ. ગુણે (એમના Introduction to Comparative Philology એ પુસ્તકને ૩૫મે પૃષ્ઠે) જણાવેછે જે આ પ્રકારના વાગ્વ્યાપારગત વિકારોથી હેતુ સૂચન થાયછે કે અલ્પપ્રાણ ઘોષ વર્ણ (ग्, ब्, द्)થી શરૂ થતા ધાતુઓના મૂળ સ્વરૂપોમા આદિસ્થાને મહાપ્રાણ ઘોષ વ્યંજનો હોવા જોઇયે અને એ શબ્દોમા રહેલા મહાપ્રાણ ઘોષ ह्‌ની પૂર્વે આવેલા હોઈને એ વ્યજનો પદચ્યુત થયેલાછે गुध्, बध्, दम् दह् એ ધાતુઓ મૂળ

વ્હેરો અને માણ્ડુ જેવા ભિન્ન પ્રકારોનો ખુલાસો આ વાતથી થશે એ સંયોજક નિમિત્તો ક્રિયા છે તે શોધી કાઢવું કોઈ વખત દુષ્કર બને છે પરન્તુ ઘ્હાણ્ડુના ઉચ્ચારણ માટે પ્રયત્ન કરતા જ હેમાં ર્‌હેલી વાગ્વ્યાપારગત

---

અત્યન્ત સૂચક તત્ત્વ એ છે કે બુધ્ બધ્ ઇત્યાદિમાં અલ્પપ્રાણ ઘોષ વર્ણોના મહાપ્રાણ ઘોષ વર્ણો, અન્ત્ય મહાપ્રાણ વ્યંજન અલ્પપ્રાણ બને ત્યહારે જ, થઈ શકે છે અભાન્ત્સીત્ ઇત્યાદિમાં અ સ્ ધ્ નો ત્ બને ત્યહારે જ આદ્ય બ્ નો ભ થઈ શકે છે આ પ્રમાણે આદ્ય વર્ણનું મહાપ્રાણત્વ સ્વતન્ત્ર રીતે નથી થતું, વસ્તુત એ ઘટના અન્ત્ય વર્ણના પ્રાણધ્વનિના લોપને જ વશવર્તી છે, અને સીધ્ વગેરે પ્રત્યયોના સ્‌ના સાન્નિધ્યથી ધ્ વગેરેને ત્ વગેરે રૂપો પ્રાપ્ત કરવાની વાગ્વ્યાપાર દૃષ્ટિયે ફરજ પડે ત્યહારે એ લોપ અનિવાર્ય છે અન્ત્ય વર્ણમાંથી નીકળીને પ્રાણધ્વનિ આદ્ય વર્ણમાં જાય છે અને એથી જ આદ્ય વર્ણ મહાપ્રાણ બને છે એ વસ્તુસ્થિતિનું પૂર્વોક્ત ઘટનાથી સ્પષ્ટ સૂચન થાય છે

બુધ્, બન્ધ્ ઇત્યાદિ પુરાણા Indo-European (આર્ય ભાષાના) ધાતુઓ વિશેનો આ સિદ્ધાન્ત ડૉ ગુણેએ નવો યોજેલો નથી, પરન્તુ પ્રાચીન પંડિતોને અનુરોધિ સ્વીકારેલો છે, એમ માનવાને અવકાશ છે મૅકડોનલ (शिष्योपयोगी वैदिकव्याकरण § ૫૫ પૃ ૩૯ મે) ધાતુઓના આદિ વ્યંજનોના આ મહાપ્રાણત્વને અન્ત્ય વ્યંજનમાંથી લુપ્ત થયેલા પ્રાણધ્વનિના સંરક્ષણોપાય તરીકે સ્વીકારે છે એ વાત પ્રથમ દૃષ્ટિયે મ્હારા મતનું સમર્થન કરતી જણાશે, પરન્તુ એ કથન ઉપરની હેમની ટિપ્પણ ૧ વિરુદ્ધ મતનું સૂચન કરે છે, હેમાં તેઓ જણાવે છે કે એ ઘટના વસ્તુત લુપ્તાંશના પૂરણ રૂપ નથી પરન્તુ, એક જ પદના આદિમાં અને અન્તમાં ઉભયત્ર પ્રાણધ્વનિ હોય તે સ્થિતિ ટાળવાની વૃત્તિને લીધે લુપ્ત થયેલા મૂળ આદ્ય પ્રાણધ્વનિનું પુનરુજ્જીવન છે, અને એથી, તેઓને મતે, અન્ત્ય પ્રાણધ્વનિ લુપ્ત થતા આદ્ય પ્રાણધ્વનિ પાછો આવી ર્‌હે છે એથી, રૂઢ મતનો અસ્વીકાર કરીને બીજાઓએ માની લીધેલા આદ્ય પ્રાણધ્વનિનું ઉપર પ્રમાણે કારણ દર્શાવવામાં કદાચ મ્હારા પર પાખંડ પ્રવર્તાવવાનો દોષ મૂકાશે પરન્તુ મ્હારા મતની તુલના હેની યોગ્યતા તપાસીને કરવામાં આવશે, પૂર્વગ્રહને અને રૂઢ મતના આસક્ત માત્રને આધારે નહિ, હેવી આશા રાખું છું

હું આ પ્રમાણે મત રજૂ કરીશ. મૂલભૂત આર્ય ભાષામાં નીચે આપું છું ત્હેવા અ રાન્ય વિશિષ્ટ ધાતુગણ હતા

(અ) ઘન્ (हन्) જેવા ધાતુઓ, જેનું ઘ્નાન જેવા રૂપોથી સ્પષ્ટ સૂચન થાય છે કારણ કે ધાતુદશામાં આ ઘોષ મહાપ્રાણનું અસ્તિત્વ ન સ્વીકારિયે તો અન્ય પ્રકારે એ રૂપોનું ઉપપાદન થઈ શકતું નથી તે ઉપરાંત આર્ય ભાષાના શબ્દો વચ્ચેના વાગ્વ્યાપારસિદ્ધ સમ્બન્ધની કસોટીથી સ્વતન્ત્રકારક જણાતા ધાતુઓ, અને

(આ) બુધ્, બન્ધ્ ઇત્યાદિ ધાતુઓ જેમાં હું કહું છું તે પ્રમાણે, અમુક પ્રસંગોએ પ્રાણધ્વનિને શબ્દના અન્તમાંથી આદિ પ્રતિ લઈ જવાના નિયમને અનુરોધે જ માત્ર, આદ્ય વ્યંજન સ્વયં ઘોષ વ્યંજન બને છે, અને મૂળ ધાતુદશામાં હાનો આદ્ય ઘોષ વ્યંજન નથી હોતો.

અશક્યતાનુ અને તાત્કાલિક સંવિલય થઇને માણ્ડ થવાની આવશ્યકતાનું ભાન થશે. अमूज અને वूझे ( સં. वुध्यते, પ્રા. वुज्झइ )–वूचट कांइ नव वूझे ( ધીરો ભગત ) એ બે વચ્ચે જણાતો ભેદ લક્ષયોગ્યછેઃ એક પ્રકારમાં ह્ નો સ્થાનફેર અને संकर થાયછે, અન્ય પ્રકારમાં ह કારને છાંડયા વિના ज એમનો એમ ટકી રહેછે; પરંતુ એક વાર જેવું ह् નું નિર્વાસન અને આશ્રયાન્તર થાયછે કે તરત જ व् અને ह् નો संकर થાયછે, કારણ કે ह મધ્ય સ્થાનમાં રહેલો હોઇને अव्हूज નું ઉચ્ચારણ મુશ્કેલ બનેછે.

મારવાડીમાં त्हारो ને બદલે थारो છે તે ખરું; પણ એ વાતથી ગુજરાતીમાં त्+ह् संसृष्टि દશામાં રહેછે એ પ્રત્યક્ષ વસ્તુસ્થિતિને બાધ નથી આવતો.

(૨) સ્વર જોડે ( ह् નો संकर ).

વ્યંજનને સ્વર જોડે સંયુક્ત થવાનો એક જ માર્ગ શક્ય છે તે એ કે વ્યંજન સ્વરની પૂર્વે આવે અને એ રીતે બંને વર્ણો પરસ્પર સંવિલીન રહે; જેમ કે ( સં. ) अधुना–( પ્રા. ) अहुणा–ह्+अउणा, हउणा–( ગુજ. ) हवणा, हमणा. हमे, हमारुं એ પ્રકારના શબ્દોમાં ह મૂકવાની પદ્ધતિને ઉતારી પાડવાની ઉત્કણ્ઠામાં કેટલાક લોક हનો लघुप्रयत्न ઉચ્ચાર વીસરી જઇને हेનો गुरुप्रयत्न ઉચ્ચાર કરેછે એ અલબત્ત ખોટું છે.

[ એક વખત કવિ નર્મદાશંકર[૧૯] अ અને हને જોડીને म्ह હેવું અશક્ય રૂપ બનાવતા ( म्हमे ઇત્યાદિ ), જેમાં સ્વરને हની પૂર્વે મૂકીને સંયોગમાં અર્ધવર્ણ રૂપે લખતા. આ પ્રયોગમાં રહેલી અર્થહીનતા સ્પષ્ટ છે, કારણ કે અરધો (ખોડો) સ્વર એ વસ્તુસ્વરૂપે અને વાગ્વ્યાપાર દૃષ્ટિયે એક અશક્ય વાત છે.]

સંકરમાંના હકારને કેટલાક માત્ર પ્રાણધ્વનિ માનેછે; એ મતનું પ્રત્યાખ્યાન.

ઉપરના વિવેચનથી સમઝાશે જે संकर અવસ્થામાં हकार એટલો બધો સંવિલીન થઈ જાયછે કે કેટલાક લોક હેને મહાપ્રાણ વ્યંજન રૂપે ન સ્વીકારતાં સંનિકૃષ્ટ સ્વરમાં વ્યાપતા–પૂરાતા માત્ર અનુપ્રાણન રૂપે માની બેસેછે. રા. રા. કેશવલાલ ધ્રુવ હાવો મત ધરેછે અને તેઓ हकारने प्राणध्वनि કહેછે; ( હેમનો वाग्व्यापार, પરિશિષ્ટ ૨, પૃ. ૨૩–૨૪ જુવો.); અને તેઓ પ્રાણયુક્ત અક્ષરની નીચે માત્ર એક બિન્દુ મૂકવાની સંજ્ઞા સૂચવેછે; જેમ કે, व्हेन, हमे ઇત્યાદિમાંના પ્રત્યક્ષ हને બદલે વ઼ેન, અ઼મે ઇત્યાદિ. પરંતુ આપણે घेरुं, घंलुं, घो ઇત્યાદિ પ્રકારો જોઇશું તો એટલેથી જ प्राणध्वनि

૧૯ વિચારશીલ કવિના વિવેકબુદ્ધિ જણાવતાં કહેવું જોઇયે કે આગળ ઉપર હેમણે આ અર્થહીન સંજ્ઞા તજી દીધી અને પ્રાણોચ્ચાર દર્શાવવા સ્વરની નીચે સાઙ્કેતિક બિન્દુ મૂકવાની રીત સ્વીકારી; અ઼મે.

વાળા પક્ષમાંના દોષ વિશે આપણી ખાતરી થશે, કેમકે એ શબ્દોમા ગ્ ની સાથે સકીર્ણ દશામાં હ્ નિસશય હાજર છે, માત્ર પ્રાણધ્વનિ રૂપે નથી એ મતમાં સગતિ જાળવવી હોય તો તો घेहु, घेहु, घो હેને બદલે गेहु, गेहु, गो લખવુ પડે,—પણ એટલે સુધી જવાને કોઇ તૈયાર નહિ થાય[20] રા કેશવલાલ ધ્રુવ પોતે પણ નહિ

આ મુદ્દામા રહેના વાગ્વ્યાપારતત્ત્વો મ્હને જે રીતે જણાયછે, તે રીતે આ પ્રાણોચ્ચારના ત્રણ સ્પષ્ટ પ્રકારો છે —

(૧) गुरुप्रयत्न, हर्ष, वहन, दहन ઇત્યાદિમા

(૨) लघुप्रयत्न, हमे, हमारु, म्होडु, व्हेन ઇત્યાદિમા

અને (૩) અતિમન્દ, प्राणध्वनि–રૂપ, શબ્દના દૂરના, સ્વરભારરહિત ભાગમા રહેલો लघुप्रयत्नहकार, प्राणध्वनि દશામાથી પસાર થઇને, ક્ષીણ થવાની સ્થિતિમાં હોય ત્હારે જણાતો, જેમ કે सरजनहार–सरजनार–सरजनार

અર્વાચીન त्हेनु त्हेन, न्हानु ઇત્યાદિ રૂપોને સ્થાને પ્રાચીન ગુજરાતી ગ્રન્થોમા तेहनु, तेहनइ, नाहानु વગેરે રૂપો વપરાયેલાછે જે દેખાવમા વધારે અક્ષરસખ્યા વાળા લાગેછે છતા વસ્તુત અર્વાચીન રૂપોના જેટલી જ માત્રાનાંછે, આ વસ્તુસ્થિતિની સાબિતી છન્દરૂપી કમોટીથી થાયછે છેવટ નિષ્પન્ન થયેલા રૂપોની યથાર્થતા આ ઉપરથી જણાયછે એક પ્રાચીન ગ્રન્થમાથી થોડાક ઉદાહરણો આપવાથી મ્હારી આ ઉક્તિ સ્પષ્ટ થશે એ

સકીર્ણ હકારને પ્રાચીન ગ્રન્થોમા અલગ અક્ષર તરીકે લખવાનો શિથિલ પ્રચાર હતો, પણ વસ્તુત હેનો ઉચ્ચાર સકીર્ણ રૂપે થતો

20 જેઓ लघुप्रयत्नहकार લખવાની વિરુદ્ધ છે તેઓ હાવી આપાતરમણીય દલીલ વાપરેછે કે व्हालो, म्हन જેવા શબ્દોમા फ, म्ह એ વર્ણો એમના એમ ન રહી સકે, હેનું फ, म હેવુ રૂપાન્તર થવુ જોઇયે પ્રાણધ્વનિવાળા મતના પક્ષમા દાવો કરી સકાય. કે એ મતમા આ દલીલનો સતોષકારક નિકાલ થઇ જાયછે, કારણ કે (र्पन्, र्वन ઇત્યાદિમા) પ્રાણતત્ત્વ સનિકૃષ્ટ સ્વરમા માત્ર આછા સવિવયરૂપે રહેતુ હોઇને હેની વ્યજનો પર ઉપર દર્શાવી ત્હેવી प, ब ને फ, म બનાવી દેનારી અસર થઈ સકે નહિ. પરંતુ घर, घनु, घो, હેવા પ્રકારના શબ્દો प्राणध्वनि પક્ષની સભવિતતાના બાધક બને છે અને પરિણામે प्+ह, व्+हना फ, म् ન થઈ જવાનું કારણ અન્યત્ર ખોળવુ પડશે આ રીતે सकीर्ण થઇને સ્પર્શ મહાપ્રાણ બનવામા સ્થાન અને પ્રયત્નની ભિન્નતા પ્રતિબન્ધકર્તા બનેછે એ વાતથી ખુલાસો પ્રાપ્ત થાયછે, ग्+ह એ બે વર્ણના સ્થાન અને પ્રયત્ન ઘણે મ્હોટે અશે એક હોવાથી હેનો घ રૂપે સકર અનિવાર્ય બનેછે, પણ व्+ह म+ह એમ સકીર્ણ થતા નથી

ઉદાહરણો હું **ભીમ** કવિ કૃત हरिलीला षोडशकला (વિ. સં. ૧૫૭૪ માં નકલ કરાયેલી, વિ. સં. ૧૫૪૧ માં રચાયેલી[૨૧]) માંથી લઉંછું:-

कला ८:-

(૧) **एहनइ** टांकी लागी नही। (કડી ૨૭)

(૨) एकवार सूनी नेसाल
तेम्यां सघळां **नांहानां** बाळ। (કડી ૩૦)

(૩) किहा **ताहारु** स्वामी प्रल्हाद।
गाढि करिनइ **तेहनइ** साद। (કડી ૫૪)

(૪) **माहारु** स्वामी जे मइ कह्यु। (કડી ૫૪)

(૫) **ताहारु** स्वामी सबळ आपारि। (કડી ૫૮)

અહિયાં છન્દ ચોપાઇ છે, અને આ પંક્તિયોને એ છન્દમાં વાંચી જોવાથી એકદમ જણાઇ આવશે કે કાળા છાપેલા શબ્દોને, જાણે કે હેનइ, न्हानां, कय्हां, त्हारु, ल्हेनइ, म्हारु, त्हारु લખ્યા હોય તેમ ઉચ્ચારવા પડેછે. આથી हનું સ્થાન શબ્દોના આદિમાં હોવાનું સ્પષ્ટ સૂચન થાયછે; એટલે કે, લખવામાં જો કે ह અલગ દર્શાવાતો છતાં હેનો ઉચ્ચાર આદ્યશ્રુતિની સાથે જ થઈ જતો. આ રીતની જોડણી हरिलीलाની પૂર્વે અને પછી લાંબા સમય દરમ્યાન પ્રચરિત દૃષ્ટિયે પડેછે.

એક વિરલ ઉદાહરણમાં हને હેના સંબંધી વ્યંજનની સાથે, જે રીતે લખવાનો મ્હારો આગ્રહ છે તે જ રીતે, જોડેલો મ્હારી દૃષ્ટિયે પડ્યો છે:—

लई हेमनी कांकशी मात म्होटी (કેશવ હૃદેરામકૃત दशमस्कन्ध; રચાયો વિ. સં. ૧૫૨૯ માં, નકલનું વર્ષ વિ. સં. ૧૭૮૭.)

અહિયાં भुजंगी છન્દ છે અને છન્દસ્વરૂપમાં म्होटी બરાબર બંધ બેસેછે. એ જ ગ્રન્થમાં અન્ય સ્થળોએ આ શબ્દને मोहोटुं લખ્યોછે, ह અસંયુક્ત રાખ્યોછે.

---

૨૧. અમદાવાદના ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના આસિસ્ટન્ટ સેક્રેટરી રા. **હીરાલાલ ત્રિ. પારેખ** બી. એ. હેમણે મ્હને જોવા આપેલી હસ્તલિખિત નકલમાં નકલ કર્યાનુ વર્ષ વિ. સ. ૧૫૭૪ આપ્યુંછે. અન્ત ભાગમાં રચ્યાસાલ નીચે પ્રમાણે આપીછે:-

संवत १५ रुद्रनी वीस। × × × उत्तम उत्तर अयन विशेष। ऋतु वसंत संक्रान्ति मेप ॥

અહિં રહેલી ત્રુટિનો **પૂરક** અંશ बृहत्काव्यदोहन, ग्रन्थ ४ થા માંના પાઠમાં મળેછે: वर्ष एक ऊपर चालीस ॥ (ચ્યાલીસ હેવે એ કવિકૃત प्रबोधप्रकाशની વિ. સં. ૧૫૭૫ માં લખાયેલી હસ્તપ્રતિમાં પાઠ છે). વ્રજલાલ **શાસ્ત્રી** हरिलीला રચાયાનુ વર્ષ વિ. સં. ૧૫૪૦ આપેછે (હેમનો **गुजराती भाषानो इतिहास** પૃ. ૬૫ જુવો).

ગુહામાંથી ગુફા થાયછે ત્હેમાં હ્નુ પરાવર્તન

ક્વચિત્ હ્નું વિલક્ષણ પરાવર્તન થાયછે, જે ઉત્ક્રમણ કરતાં અપક્રમણ જેવું વધારે છે, હ્નેે સ્પર્શમહાપ્રાણ બનાવનારી એ વિપરીત ઘટના છે મ્હેં આ ઘટનાનું એકજ ઉદાહરણ દીઠુંછે ગુફા (ગુજ)—ગુહા (સં) આ શબ્દ આપણા અર્વાચીન ગુજરાતી ઉપરાંત પ્રાચીન ગ્રન્થોમાં પણ ઉપલબ્ધ થાયછે —

(૧) गव्हर गुफा शरीरु वयण ।
(ભીમ કવિકૃત[22] हरिलीला, ૮–૬૧)

(૨) गोमट गुप गुफा माहि
(ગણપતિકૃત माधवानल दोधक प्रबन्ध, વિ સં ૧૫૮૪, અંગ ૮, કડી ૧૦૮)

આ શબ્દ, ગુફા, કદાચ ફારસી શબ્દ લાગશે, પરંતુ હેના સંસ્કૃત ગુહામાંથી ઉદ્ભવ વિષે શંકા કરવાનું કાંઈપણ કારણ ભાગ્યેજ હશે અહિં ખાસ વિશેષ એ છે કે હ્નો ફ થાયછે, જ્યહારે સાધારણ રીતે સંસ્કૃતમાંના ફનો હ થાયછે (સિ હ ૮–૧–૨૩૬) સંસ્કૃતમાં ગુફા જેવો કોઈ શબ્દ નથી, તેમ ગુપ્ (ગુમ્ફ્) ધાતુને પણ સંસ્કૃત ગુહા સાથે અર્થસમ્બન્ધ નથી કારણ કે આ શબ્દ તો ગુહ્=ઢાંકવું ધાતુ એમાંથી આવ્યોછે, ગુહા એટલે "છુપાવાનું સ્થાન" એટલે કે "ગુફા" કદાચ એમ હશે કે ગુફ[23] એ રૂપે કોઈ

22 ભીમે આ શબ્દ (ગુફા) પોતાના (વિ સં ૧૫૪૬ માં રચેલા) પ્રબોધપ્રકાશમાં પણ વાપર્યોછે, વાણ ૩, શ્લોક ૬

23 ગુપ–"રક્ષવું" એ ધાતુ હાવા ગુપ ધાતુનો સબંધી હોઇ શકે

માત્ર એક વિઘ્ન, અને તે પણ દુસ્તર વિઘ્ન, એ છે કે ગુપ્ પોતે ગોપાયમાંથી ઉદ્ભવેલો નિષ્પાદિત ધાતુ મનાયછે, અને ગોપાય્ દેખીતી રીતે ગોપ (ગોવાળ)—ગો (ગાય)—પા (રક્ષણ કરવું) એ શબ્દમાંથી આવેલો નામધાતુ ગણાયછે પરંતુ વિરુદ્ધ પક્ષે ગોપ (ગોવાળ) જાતે વસ્તુત ગુપ્ (રક્ષણ કરવું) હેમાંથી ઉદ્ભવેલ હોઇને સમય જતાં કૃત્રિમ રીતે ગા–પા માંથી વ્યુત્પન્ન થયો મનાયો, અને ગોપાય તો વસ્તુત અનિયમિત રૂપ હશે, હેવું સૂચન ન કરી શકાય? કારણ કે પાણિનિયે ૩–૧–૨૮ માં આય લેનારા ગુપ્, ધૂપ્, વિચ્છ પણ અને પન્ એ પાંચ ધાતુઓ ગણાવ્યાછે તે પૈકી માત્ર ગોપાય એકલાનોજ ગા–પા એ પ્રકારે આપાતરમ્ય વિગ્રહ થઈ શકેછે અને ધૂપ અને પણ હેમાં દર્શાવી શકાય તેવું વિગ્રહમાં તો મૂળભૂત નામ પણ દર્શાવવું અશક્ય છે; જોકે ધૂપ અને પણ એ બેના પણ ગણ્ય એ પ્રકારના ભાગ તો નથીજ થઈ શકતા મ્હારા જાણવામાં છે કે ગુપ્ એક વૈદિક સમય પાણિનો તો નહિ પણ નવીન વૈદિક ધાતુ છે ખરેખર ઋગ્વેદ સંહિતાના ૭ મા મણ્ડળના એક નવા સૂક્તમાં માત્ર

(૩) पडखुं (ગુજ.)=પાસું; < पक्षकं (સં.); पक्खउं (અપ.); प्रक्खउ; प्रखउं; परखुं; पडखुं.

(૪) करोड (ગુજ.)=શતલક્ષ; < कोटि (સં); कोडी (પ્રા.); क्रोडी; करोड.

(૫) सराण (ગુજ.)=સજવાનો પથ્થર; < शाण (સં.); साण (પ્રા.); स्राण; सराण.

(૬) त्रूठवुं (ગુજ.)=રીઝવું; < तुष्ट (સં.); तुट्ठ (પ્રા.); तूठ, त्रूठ(वुं).

"आज मोतींडे मेहुला वूठ्या,
त्रण लोक तणा नाथ त्रूठ्या"

(દલપતરામ)

"मांहिथी नीकळी पड्यो हार,
सतीने त्रूठ्या विश्वाधार."

(પ્રેમાનંદકૃત नलाख्यान.)

"जाणे भादरवो भडकी उठ्योरे,
वाकी साकीनु ल्यो हूं त्रूठ्योरे."

(નવલરામ કૃત वाल-गरबावली.)

(૭) भरखवुं (ગ્રામ્ય ગુજ.)=ખાવું; (જેમકે त्हने भवानी भरखे); < भक्ष् (સં.); भक्ख् (પ્રા.); भ्रख्; भरख (वुं).

(૮) नागरवेल (ગુજ.)=તાંબૂલલતા; < नागवल्ली (સં.); नागवेल्ली (પ્રા.);–नागरवेल.[2]

(૯) श्राप (અશિષ્ટ વર્ગની ગુજ.)=शाप (સં.)–ખ્હારેખ્હાર–श्राप.

(૧૦) गणतरी (ગુજ.); < गणिति=(સં.);–ખ્હારેખ્હાર– गणित्री; गणतरी. (भणतर, कळतर, चणतर ઇત્યાદિમાંના तरी, तर, એ ગુજરાતી પ્રત્યયનું મૂળ આ હોઇ શકે.)

(૧૧) कराखी (ગુજ.)=સ્ત્રીની કાંચળીની બાંહ્યને નીચલે છેડે મૂકવામાં આવતો કકડો; < कक्षा (સં), कक्षिका; कक्खिआ (પ્રા.); क्रक्खी, करक्खी, कराखी, (कक्ष=બગલ. પણ कक्षा એટલે પણ બગલ. अभिधान चिन्तामणि, ३–२५३, दोर्मूलं खण्डिका कक्षा पार्श्वस्यादेतयोरधः॥).

---

૨. કાનડાના જીલ્લાઓમાં नागपचमीने नागरपचमी કહે છે; પણ એ તો કાનડીમાં નાગના (ષષ્ઠી બહુવચન) રૂપ नागर માંથી હશે—દેવરૂપ नाग ના માનાર્થે બહુવચન.

(૧૨) कबूतर (ગુજ)=પારેવુ, < कपोत (સ), कवोत (પ્રા -પણ ત જાળવી રાખેછે), कबुतर (બીજા વ્યુત્પત્તિવિકલ્પ માટે અને ફારસી कबुतर સાથેના ગોત્રસમ્બન્ધ માટે ઉપર પૃ ૩૧૨–નોટ ૩૩ જુવો)

સૂચના –આ રૂપાન્તરોમા ક્રમો આ છે–

(૧) ર્ નો પ્રક્ષેપ, પછી

(૨) એથી થયેલા સયોગનો વિશ્લેષ

અપવાદો માત્ર એટલા જ છે —

मृत्यु હેમા વિશ્લેષ નથી, नागरवेल, હેમાં ર્ જોડેનો સયોગ નથી, પણ ર (र्+अ) અલગ પ્રક્ષિપ્ત થાયછે

આ ર્ ના પ્રક્ષેપનાં ઉદાહરણો થયા વિરલ પ્રકારોમા અન્ય વર્ણ પ્રક્ષિપ્ત થાય છે, જેમ કે

(૧૩) आसना वासना (ગુજ), < आश्वासना (સ),

(૧૪) विधविध (ગુજ), < विविध (સ)

[ટિપ્પણ –(અ) ર્ ના પ્રક્ષેપની બાબતમા, ક્લિષ્ટ સયોગ ઉપજાવીને શબ્દને સસ્કૃતાનુકારી બનાવવાની ઉત્કઠામા પ્રક્ષેપનું કારણ જોઇ સકાય મ્હેં એક માણસને दक्षणीने સ્થાને द्रक्षणी કહેતાં સાભળ્યોછે અને गणपतिने સ્થાને प्रणप्रति કહેનારા અન્ય પુરુષો વિશે કોઈએ મ્હને કહ્યુછે એક પ્રતિષ્ઠિત ગુજરાતી વર્તમાનપત્રના લેખમા पेरवी (ફારસી)ને બદલે प्रेरवी અને पश्चात्ताप ને બદલે प्रश्चात्ताप વાચ્યુછે આ સધળુ જોતા, શુદ્ધ, સરળ ગુજરાતીમા 'पेली सीँटियेथी अथोटियु लावो' કહેવાને બદલે 'प्रेली सीँटियेथी अनोटियु लावो' એમ કહીને પોતાનો પાંડિત્યદભ પ્રગટ કરનારા પેલા અભણ ગામડિયા બ્રાહ્મણની કથાને અત્યુક્તિ ન ગણવી જોઇયે.

(આ) ટેસિટોરી, "Notes," § ૩૧ માં, ર્ નો પ્રક્ષેપ ચર્ચેછે, પણ હેમણે (प्रद्द, प्राहुणउ જેવાં) ઉદાહરણો આપવામા અપભ્રશની અદર જ (સિ હે ૮-૪-૩૯૯ મા જણાવ્યા મુજબ) આ ર્ નો પ્રક્ષેપ થાયછે હેની અવગણના કરીછે આ ર્ બહુધા ग्, घ्, प्, त् અને स् માં ઉમેરવામા આવે છે એ ડૉ ટેસિટોરીનું કથન સચક છે]

(૧૩) અને (૧૪) પ્રકારોમા અનુનાદનની ઇચ્છાથી જ आसना वासना અને विधविध ઉપજ્યા જણાયછે

## उत्सर्ग २

## સ્ત્રીલિંગ શબ્દના અન્ત્ય अ અને आ

ઉપર પૃષ્ઠ ૨૨૨ મે, उत्सर्ग २ જાને અન્તે આપેલ ટિપ્પણમાં મ્હેં કહ્યું હતું કે આ उत्सर्गने વર્ગ (ग)ની અંદર મૂકીને ચર્ચીશ. આ ઉત્સર્ગને પૂર્વગત ખંડમાં મૂકવાને બદલે અહિં ચર્ચવો વધારે યોગ્ય માનુંછુ, કારણ કે હેની ઉપયોગિતા અલ્પ છે.

ઉત્સર્ગનો ઉપન્યાસઃ–ગુજરાતીમાંના અકારાન્ત સ્ત્રીલિંગ શબ્દોની વ્યુત્પત્તિ કાં તો આકારાન્ત કે ઇકારાન્ત કે પછી ઈકારાન્ત સંસ્કૃત શબ્દોમાંથી સધાયછે. આકારાન્ત સ્ત્રીલિંગ શબ્દો કાં તો तत्सम, અથવા સાદી રીતે વ્યુત્પન્ન થયેલા, કે ખોટા સામ્યવિધાનથી ઉપજેલા, કે પછી ફારસીમાંથી આવેલા હોયછે; ઉદાહરણોઃ

ज्वाला (સં.), जाला (પ્રા.), झाळ (ગુજ.); कला (સં.), कला (પ્રા.), कळ (ગુજ.);

माता–બ્હારોબ્હાર–मात; वार्ता–वत्ता–वात; माला–माला–माळ; त्वचा–तजा-तज; जिव्हा–जिब्भा–जीभ; लज्जा–लज्जा–लाज; वाला–वाला–वाळ. तृषा–('तरिसा, तर्षति–तरिसइद्वारा)–तरश; बुभुक्षा–बुक्खा–भूख; लाक्षा–लक्खा–लाख; कक्षा–कक्खा–काख; भिक्षा–भिक्खा–भीख; शिक्षा–सिक्खा–शीख–आज्ञा–आणा–आण.

---

कदली–केली–केळ; नारी–नारी–नार; वल्ली–वेली–वेल; कुक्षि–कुक्खी–कूख; भगिनी-वहिणी–બ્હેન; अक्षि–अक्खी–आंख्य.

---

आकारान्त શબ્દોઃ—

माळा (સાદી વ્યુત્પત્તિથી); वाळा (સાદી વ્યુત્પત્તિથી);

दया, क्षमा, कृपा ઇત્યાદિ (तत्सम);

धजा–ध्वजमांथी; (ખોટી સામ્યકાંક્ષાથી સ્ત્રીલિંગ ध्वजा

ફારસી

मझा; सजा; कझा; ઇત્યાદિ.

---

## उत्सर्ग ३

### उकारान्त અને उकारान्त નામો

ગુજરાતીમાં નપુંસકલિંગના શબ્દોને અન્તે બહુધા અનુનાસિક उ આવેછે, પણ એ લિંગના જ કેટલાક શબ્દોમાં અનુસ્વાર નથી, એટલે કે તેઓને અન્તે શુદ્ધ उ હોયછે

ઉદાહરણો —

आदु, गाउ, पोतु ઇત્યાદિ, ઇત્યાદિ,—આ उकारान्त છે लींबु, जांबु, घउ, पेडु, रतालु, आउ, वियालु (=રાત્રિભોજન),–અને હેવા શબ્દો અનુનાસિક રહિત उकारान्त છે

આ ભેદનું કારણ સ્પષ્ટ છે, તે એ કે અનુસ્વારયુક્ત उ નું મૂળ अकं (સં.), अउ ( અપ ) એ પ્રત્યયોમાં રહેલું છે, પણ શુદ્ધ उकारान्त શબ્દોનો ઉત્પત્તિવૃત્તાન્ત દાવો નથી પરિણામે लींबाउ ( लींबुं ને સ્થાને) જેટલું ખોટુ ગણાય તેટલુંજ ( आदाउ ને સ્થાને ) आदुंउ ખોટુ ગણાય

---

## उत्सर्ग ४

### व નો ब

અનાદ્ય व (દન્તૌષ્ઠ્ય) નો ब ( ઓષ્ઠ્ય ) બનેછે.

ઉદાહરણો —

(१) द्वि-(बि, बह)-ब, (२) द्वितीयक -बिइज्जो-बीजो, (३) द्वार–बारु–बार, (४) द्वादश-बारह(ह)-बारह (५) [illegible] (६) [illegible] [illegible] (७) [illegible] (८) यौवन–[illegible] [illegible] (९) [illegible] (१०) कपोत -कवो(तो)- [illegible] (११) छवि -[illegible] (१२) [illegible] (१३) देश्य [illegible] (१४) देश्य [illegible]

સૂચન —

(अ) [illegible] व नो ब ગુજરાતીમાં થતો નથી એ સર્વોપરિ હિન્દીની [illegible] (सं. [illegible] प्रा. [illegible]), [illegible] (सं. [illegible] प्रा. [illegible]), [illegible] (सं. [illegible]), [illegible] (देश्य [illegible]) એ પ્રાકૃત [illegible] ગુજરાતીમાં હિન્દી [illegible] દ્વારા [illegible]

(૧) થી (૭) એ સાત ઉદાહરણોમાં વ અવાન્તર ક્રમોમાં જ આદ્ય છે, પણ પ્રથમની, સંસ્કૃત, દશામાં અનાદ્ય છે.

(આ) પ્રાકૃત વ્યાકરણમાં व નો व થવાનું દર્શાવ્યું નથી એ ખરું, પણ ન દર્શાવવાનું કારણ હેવું નથી કે પ્રાકૃતમાં व અને व વચ્ચે ભેદ મનાતો નથી; પ્રથમ દૃષ્ટિયે સિ. હે. ૮–૨–૭૯ ( सर्वत्र लवरामवन्द्रे ) ઉપરથી એમ જણાશે કારણ હેમાં द्वि, द्वार, उद्विग्न તેમજ શબ્દ એ ઉદાહરણો આપ્યાંછે; વળી સિ. હે. ૮–૧–૨૫૮ અને ૨૫૯ માં शवर નો व અને स्वप्न ને नीवी નો व વિષયભૂત છે એ વસ્તુસ્થિતિ પણ व व નો અભેદ સૂચવે; છતાં ખરું કારણ એ નથી. કારણ કે સિ. હે. ૮–૧–૨૩૭ માં व નો व થતો આપ્યોછે. रलयोर्डलयोश्चैव शसयोर्ववयोस्तथा । वदन्त्येपां हि सारूप्यमलङ्कारविदो जनाः ॥ હેમાં શ્લેષ જેવા અલંકારની અપેક્ષાએ જે શૈથિલ્યની અનુજ્ઞા આપીછે હેનો આશ્રય વ્યાકરણ જેવા શાસ્ત્રીય તન્ત્રપ્રબન્ધથી ન લઈ સકાય. એથી, व અને व ને અવિશિષ્ટ ગણવામાં હેમચન્દ્રે બતાવેલી શિથિલ પદ્ધતિનો નિર્દેશમાત્ર કરીને સંતોષ માનીશ.

(इ) ઉદાહરણ નં. (૫), ज्वल्, હેમાંનો ज् નો લોપ હેમચન્દ્રના વ્યાકરણના વિષયની બ્હાર છે એ સ્પષ્ટ છે, કારણ કે હેણે ક્યાંય પણ ज નો ऊर्ध्वलोप દર્શાવ્યો નથી (૮–૨–૭૭ માંની ગણનામાં ज् નથી), પરંતુ ज्वल्માંથી વિકલ્પે ज् અને व લુપ્ત થતાં ગુજરાતીમાં वळ् અને મરાઠીમાં जळ् અને હિંદીમાં जल् સાંપડેછે, એ વસ્તુસ્થિતિને આધારે અહિં મ્હે સ્વીકારેલો ज् નો લોપ ન્યાય્ય લાગેછે.

(उ) પોતાના व्युत्पत्तिपाठ નિયમ ૯ માં નવલરામ લક્ષ્મીરામે આદ્ય व નો व થતો દર્શાવ્યોછે એ હેમની સ્પષ્ટ ભૂલ છે; કારણ કે હેમણે આપેલાં ઉદાહરણો કાં તો હિંદીમાંથી છે (જેમ કે वत्ती, वाल, वसी, व्रिजवासी, विराज्युं); અથવા મૂળશબ્દ ખોટો લઈને સાધેલાંછે (જેમ કે वकरुं < वर्कर જે શબ્દ તદ્દન અસંસ્કૃત છે; वाप < वाप હેવો જ કલ્પિત શબ્દ; वठो < विष्ठः ભૂલ છે, उपविष्टः જોઇયે ); કે પછી કારણ વિના व માંથી સાધેલાં છે, જેમ કે वाफ < वाष्प–પણ સંસ્કૃતમાં જ (સાદા ઓષ્ઠ્ય व વાળો) वाष्प પણ છે.

(ए) ટેસિટેરી, "Notes" § ૩૩ મા, પદાન્તર્ગત व નો व થતો દર્શાવે છે, પણ એ વિકારને સંકુચિત બનાવવાની મર્યાદા મૂકેછે— "જ્યહારે અસ્વરિત પૂર્વસ્વરના લોપથી એ આદ્ય બને ત્યહારે" મ્હેં આપેલાં ઉદાહરણોથી જણાશે કે આ મર્યાદા લાગુ પડે જ હેવો નિયમ ગુજરાતીમાં તો નથી

અપવાદો

શુદ્ધ ગુજરાતી શબ્દમાં મૂળ સંસ્કૃતના व નો व થતો હોય હેવા થોડા જ અપવાદો મ્હને મળ્યાછે, જેમ કે वचवु મ वञ्चु, મરાઠી वाचणे સરખાવો— ત્યા वाचून=ને શિવાય, પ્રાથમિક અર્થ 'ર્હેને છેતરીને, તજીને, બચાવીને (કરવ૯ ૧૯)' અથવા તો वाचला गेला=' તે બચાવાયો ', ઇત્યાદિ પ્રયોગો છે

ગુજ वलैयु શબ્દ સ૰ वलयकમાંથી સાધિયે એ ખરુ હોય તો એ અપવાદ ઉમેરવો

ગુજ वीडी < સ૰ वीटिका એ બીજો એક અપવાદ

તેમ વળી वाव्डु (ગુજ) < विघट् (સ૰), અને કદાચ वगाडु (ગુજ) < विकाम (સ)

---

उत्सर्ग ૭

व નો व

કેટલાક શબ્દોમા શુદ્ધ ઓષ્ઠ્ય वને સ્થાને દન્તૌષ્ઠ્ય व આવેછે.

ઉદાહરણો

| સ૰ | પ્રા | ગુજ |
|---|---|---|
| वाघ | —મ્હારોબ્હાર— | वाघा |

સિ હે ૮–૧–૨૩૭ (સો व) અનાદ્ય व વિશે છે, પણ આપણા આ ઉદાહરણમાં व આદ્ય છે

---

उत्सर्ग ૮

स નો श

दनो કે લઘુપ્રયત્ન यनो અથવા, કેટલાક પ્રસંગોમાં, एनो સંસર્ગ પામે ત્યારે स (દન્ત્ય) श (તાલવ્ય) બનેછે

સૂચના —કેટલાક પ્રકારમા द કે अ પૂર્વે રહીને श ને श બનાવેછે, માટે મ્હેં "સંસર્ગ પામે" હેવુ વચન મૂકયુછે, ઘણાખરાં ઉદાહરણોમાં द કે अ श ની પાછળ રહેલો હોયછે

ઉદાહરણો

(૧) शृगाल:-(સં.), सियालु (પ્રા.), શિયાળ (ગુજ.); (૨) शृंगक (ट)कं-सिंगडउं-शींगडु; (૩) विषये-विसए, विसइ, विसि-विशे ('માં, ની બાબતમાં' એ અર્થમાં વપરાતું અવ્યય;) (૪) शीतलकं-सीअलउं-शीळुं; (૫) शीतकालकः-सीअआलउ-शियाळो; (૬) स्वप्नक.-सिविणउं (લિંગવિપરિણામ)-सिविणउं शमणुं; (૭) शिक्षते--सिक्खइ- शीखे (छे); (૮)अतसी-अलसी-अळशी; (૯) मातृष्वसा-माउस्सिआ-माशी; (૧૦) करिष्यामि-करिस्सं-करीश; (૧૧) महिषी-महिसी-भेंश; (૧૨) દેશ્ય छासी-छाश; (૧૩) सिध्यति-सिज्झइ-शीजे (छे); ૧૪) करिष्यति-करिस्सइ-करशे; (૧૫) मार्गशीर्ष:-મ્હારેમ્હાર-मागशर; (૧૬) तृषा-મ્હારેમ્હાર-तरिस-तरश; (૧૭) परिष्वेदकः-परिस्सेअउ-परसेवों; (૧૮) कीदृशकं-किसिउं-किस्यु-शुं; (૧૯) रश्मिः-रस्सी-राश (=લગામ) અને रशी (=રજ્જુ); (૨૦) प्रतिवेशी-पडिवेसी (पडवसी)-पडोशी, पाडोशी; (૨૧) लेखशाला-लेहसाला-नेसाल, नीशाळ, निशाळ.

(अ) शृगाल-ઉદાહરણ (૧)-વરરુચિ (प्रा. प्रकाश ११, સૂત્ર ૧૬ પછી) ગૃગાલનો આદેશ શિઆલ આપેછે; પણ એ તો આ એક જ શબ્દ પૂરતો અને માગધીમાંનો જ વિકાર થયો. પરંતુ માગધીમાં તો સર્વત્ર ष અને सनो श થાયછે, એટલે એ પ્રસંગે शनो ઉદ્ભવ इना સંસર્ગથી સ્વતન્ત્ર છે.

(आ) ઉદાહરણો (૧૧) અને (૧૨)-અન્ત્ય सीનો પ્રથમ स्य થાયછે, વ્યાખ્યાન ૪ થાના ખંડ ૧ લામાં વર્ગ (क) ના उत्सर्ग ૨, क-(૨) અનુસાર, (ઉપર પૃ. ૨૨૩-૪ જુવો); અને હેમાંનો य् દન્ત્ય स्‌ને તાલવ્ય श् બનાવેછે.

(इ) ઉદાહરણો (૧૦), (૧૪), (૧૬), (૧૭) અને (૨૧)-અહિંયાં વિકારહેતુ इ स्‌ની પૂર્વે રહેલોછે, માત્ર (૧૭) परिस्सेअउमां स्‌ની પાછળ રહેલો ए તાલવ્યપ્રાપ્તિનું કારણ ગણી સકાય.

(ई) ઉદાહરણ (૯), माशी;-પૂર્ણ ચર્ચા માટે ઉપર પૃ. ૭૭ મે (૧૧) ઉપરની ચર્ચા અને ફુટનોટ ૨૦, ૨૧ જુવો.

(उ) ઉદાહરણ (૧૮);-कशुं શબ્દ પણ ઉપલબ્ધ છે; અને અસ્વરિત कि કે क લુપ્ત થઇને પછી शुं પ્રાપ્ત થાયછે માટે श् થવાનું કારણ कि માંના इ ને ન ગણતાં स्युं ના य ને ગણિયે તો ખોટું નથી.

(ऊ) प्रतिवासीનો પણ "પડોશી" અર્થ થાયછે; અને મ્હારી પાસે એક સાલવિનાનું પ્રાચીન औक्तिक છે ત્હેમાં प्रतिवेश्मक પણ

મળેછે, प्रातिवेश्मिक ને પડોશીનો મૂળશબ્દ બહુ સારી રીતે ગણી સકાય પસદગીનો નિર્ણય હુ નથી કરતો

(ए) આ ઉત્સર્ગમાં સમાયેલું તત્ત્વ ગુજરાતીમા વ્યાકરણસિદ્ધ રૂપોમા પણ પ્રવર્તતું દેખાયછે, જેમ કે—

वेसतु–वेशी, वेशीने, पेसतु–पेशी, पेशीने, डोसो–डोशी (સ્ત્રી૦), फासो–फाशी (સ્ત્રી૦) रसो–रशी (સ્ત્રી૦), वीस–वीशी (=વીસ વર્ષનો ગાળો), दस–दशी (=દસ વર્ષનો ગાળો), જેમકે दशीवीशा वेसतु–वेसन्त्य (આજ્ઞાર્થ, દ્વિ પુ એકવચન)—वेश, એજ મુજબ पेसतु માથી पेश

(ऐ) ફારસીમાથી આવેલા શબ્દોમા પણ, કેટલાક પ્રકારોમા, આ ઉત્સર્ગ પ્રવૃત્તિ પામેછે, જેમકે (ફા.) सिवाए–शिवाय (ગુજ)

(ओ) इ કે य् લુપ્ત થાય ત્યહાર પછી પણ તાલવ્ય વિકાર હેવો ને હેવો જ રહેછે, જેમ કે शमणुं, मागशर, फशु, तरश ઇત્યાદિ

કેટલાક અપવાદો નોધવાના છે —

(૧) (स) सह, मम–(પ્રા. કે અપ) सट्, सढे–(ગુજ) शु, (२) सपत्नी–सवतनी–शक्य, (३) स्वप्नक –सिविणउ (सिवणउ–सवणउ)–शाणु (જેમકે साचु के शाणु), (४) દેશ્ય ओसरिआ–ओशरी (ઘરના બારણા આગળની પરસાળ, દેશી નામમાલા, ૧, ૧૬૧), (५) शौर्य–सोरिउ–सूर के शूर

(૧), (૨), (૩) અને (૪) માં વિકારજનક તાલવ્યસસર્ગ વિના નો श थायछे, (૫)મા વિકારજન તાલવ્યસસર્ગ વિના स्નો श् વિકલ્પે થાયછે

शय्या–सेज्जा–सेज, હેમા स् દન્ત્ય રહેછે હેનું કારણ એ કે હેમા ए विवृत છે, સવૃત એ નથી, સવૃત એ જ શુદ્ધ તાલવ્ય છે, અને આ ઉત્સર્ગમા શુદ્ધ તાલવ્યથી જ હેતુ સરે

होंश–होंशीलो रस–रसीलो, रसियो,

હેમાં इ નો સસર્ગ પામ્યા છતા स् દન્ત્ય રહેછે

---

## સ્વરવિકારો

### ઉત્સર્ગ ૭

કેટલાક શબ્દોમા અનન્ત્ય ए નો इ અને અનન્ત્ય ओ નો उ થાયછે

ઉદાહરણો —

ए–वेष्ट (સ)–પરભાર–वींटयु (ગુજ), पेन पेनु–फीण, देवशाला–दावाड, दिवाळ, દેશ્ય ढेंगी (=ત્રુપ્યા)–ढींढा, દેશ્ય तेडो (तेडु)–तीड

ટિપ્પણો:—

(अ) सि. हे. ८–४–२२० માં वेढ्ने वेष्ट्नો આદેશ આપ્યોછે; એ મૂળમાંથી મ. वेढा=ઘેરો, a siege, અને ગુજ. वेढो (=ઉપરા-ઉપરી આંટાવાળી વીંટી) એ શબ્દો આવ્યાછે. પણ (वेष्ट्नो જ અર્થ દર્શાવતો) वींटवुं શબ્દ પરિસ્થિતિયોગે બ્હારોબ્હાર સાધવો પડેછે.

(आ) छेंडी અને तेट्टोમાંથી, અન્ય પ્રકારે, सि. हे. ८–१–८४ની પ્રવૃત્તિદ્વારા, छिंडी અને तिट्ठो પ્રાપ્ત થાય; પરંતુ એ સૂત્ર પ્રાકૃત-વિષયક છે, દેશ્યવિષયક નથી, અને દેશ્યવિષયક ગણિયે તો પણ આ દેશ્યશબ્દોમાં ए છે इ નથી, એ સ્થિતિ વિચારતાં, તેમ વળી અન્ય નહિં તો फेन શબ્દ તો (સંયોગરહિત હોઈને) પ્રસ્તુત સૂત્રની પ્રવૃત્તિવિષયની બ્હાર જ રહેશે એ જોતાં, આ સ્વતન્ત્ર ઉત્સર્ગનો સ્વીકાર ન્યાય્ય બને છે.

(इ) परीक्षकः (સં.) क લુપ્ત થતાં परिक्खु (અપ.)-पारेख (ગુજ.) હેમાં इનો ए અર્પનારો વિપરીત વિકારક્રમ જોવામાં આવેછે; પરંતુ सि. हे. ८–१–८५ (इत एद् वा) એ સૂત્રમાં આ પ્રકારનો અન્તર્ભાવ થાયછે માટે હું અલગ ઉત્સર્ગ હેની ખાતર આપતો નથી; જો કે એ સૂત્રથી પ્રાપ્ત થતો ए પ્રાકૃતનો હ્રસ્વ ए છે અને पारेखમાં ए દીર્ઘ છે.

(ओ) पूतरकः (સં.)– पोरउ–(પ્રા.); पूरो (ગુજ.); कोनकः-कोणउ-खूणो; लवणं–लोणु–लूण; सलावण्यकं–सलावण्णउं (सलवण्णउं–सलउण्णउं), सलोणउं–सलुणुं; कपोतः–અંશતઃ પરભારો–कबूतर;, पृथुक.–पहुंकु, पउखु–पंखि- पूंख, लोहकारः–लुहारु–लुहार; सुकुमारकः–सोमालउ–सुंवाळो; एकोन (एकोन–विंशति ઇત્યાદિમાં)–एगुण, ओगण; कफोणिः–कहोणी- वहूणी, गोणी–गूण्य; शौर्य–सोरिउ–शूर, सूर; रोमकं–रूंवुं.

ટિપ્પણ:–

(अ) पूरोનું વૈકલ્પિક રૂપ पोरो પણ છે;

(आ) लुहारનું ઉત્તરક્રમભૂત રૂપ ल्हवार પણ છે; ક્રમો આ પ્રમાણે:– लुहार- ल्हुवार–ल्हवार.

(इ) ओगण, कोમાં રહેલા ओના પ્રતિધ્વનિરૂપે एनो ओ થયોછે. મરાઠી-માં ए જળવાઈ રહેતાં एकुण છે, જેમ કે एकुणीस.

## उत्सर्ग १०

**કેટલાક પ્રકારમાં વિવૃત ऑનો આ થાયછે.**

ઉદાહરણોઃ—

| સં. | પ્રા. કે અપ. | ગુજ. |
|---|---|---|
| स्वप्नकः | सिविणउ | |
| | પછી, નપું. सवणउं | |
| | सॉणुं | शाणुं |

[ વલ્લભજી હરિદત્ત આચાર્ય પોતાના भाषावतार વિશેના નિબંધમાં (ગુજરાત શાળાપત્ર, એપ્રિલ ૧૯૦૮, પૃ. ૧૦૮, ફુટનોટમાં) નીચેની પંક્તિ જૂનાગઢની નાગર સ્ત્રીઓથી ગવાતા ઉત્સવગીતમાંથી ટાંકેછેઃ—

आज सॉणामां हेंदो आव्यो

( हेंदो=५२ ).

એ પ્રાન્તભાષામાં આ શબ્દ વિવૃત ऑવાળો જળવાઈ રહ્યોછે એ સ્પષ્ટ છે.]

भूमि—भूवीॅ—भूंई—भॉंई, भाई

[ सि. हे. ८—४—३९९ નાં ઉદાહરણોમાં भूमिનું भूंहडी આપેછે. इ (ई)ને બદલે ह અપપાઠ હશે ? ]

ટિપ્પણઃ—(अ) सॉपवुं (ગુજ.) ચરોતરી ગુજ.માં सांपवुं બોલાયછે. આ અને હાવા બીજા પ્રકારોમાં આ ઉત્સર્ગના તત્ત્વની પ્રવૃત્તિ સ્પષ્ટ છે.

(आ) ऑને સ્થાને आ ( એ પણ વિવૃત ઉચ્ચાર ) આવેછે એથી ऑ ઉચ્ચારનું વિવૃત સ્વરૂપ પરોક્ષ સમર્થન પામેછે.

---

## उत्सर्ग ११

**કેટલાક શબ્દોને વિશે સંસ્કૃતમાંનો ऋ ગુજરાતીમાં આવતાં અવાન્તરક્રમમાં अरि બનેછે; અને ક્વચિત્ अर् કે रि કે रु અથવા કોઈવાર अरु બનેછે.**

ઉદાહરણોઃ—

अरि—

तृषा (સં.)—तरिषा (અવાન્તરક્રમ) तरश (ગુજ.); तृणकं—तरिणउं—तरणुं; अमृत—अमरित—अमरत; कृमिः—करिमी—करम.

अर्—

गृह-गर् हु-घरु-घर

रि—

भ्रातृजक —भत्रीजो

रु—

सदृक्षक -मरुक्खउ-रोखा

(સિ હે ૮-૧-૧૭૭ અનુસાર પ્રથમ द् લુપ્ત થાયછે, એટલે सरुक्ख રહેછે, અને પછી ऋનો रु બનેછે सरिसમાં दृशમાંથી रिस થાયછે હેમા પણ એજ ક્રમો આવેછે–સિ હે ૮-૧-૧૪૨ અનુસાર)

अरु—

वृक -*वरुआ-वरु

ટિપ્પણ—

વધારે સારુ અને બીજભાષવને અનુરૂપ કદાચ એ ગણાય કે આ ઘટના ઓની વ્યવસ્થા જૂદી રીતની કરવી અને ऋના વિકારને પ્રથમ એ વિચિત્ર સ્વરના ત્રિવિધ ઉચ્ચારણમાંથી, અર્થાત र, रि, रु માંથી અને પછી સંયોગનો વિશ્લેષ થવાથી, ઉદ્ભવતો ગણવો, જેમ કે तृणक-त्रणउ-तरणु, गृह-ग्रहु-ग्रउ-घरु-घर, ઇત્યાદિ ऋનો ઉચ્ચાર કદાચ પણ એક સરખો નથી, ઉદાહરણ તરીકે कृष्ण હિંદુસ્તાનના કોઈ ભાગમાં क्रष्ण, અન્ય ભાગમાં क्रिष्ण અને વળી બીજામાં कृष्ण બોલાયછે (શુક્લ યજુર્વેદની માધ્યદિની શાખાના સંપ્રદાયમા ऋનો ઉચ્ચાર रे થાયછે) સિ હે ૮-૧-૧૨૬ થી ૧૪૨ મા ऋना अ, इ उ દેવા ભિન્નભિન્ન વિકારો દર્શાવાછે તેનું પણ આ જ કારણ હશે (સર્વ સિ હે ૮-૨-૭૯ सर्वत्र लवरामचन्द्रे અનુસાર र् લુપ્ત થતાં अ, इ, उ રહે) આ રીતે र, रि, रु થી र् લોપ દ્વારા પ્રાકૃત રૂપાન્તરો अ, इ, उ નો ખુલાસો થઈ જાય અને વિશ્લેષદ્વારા શુદ્ધ अर् ની પ્રાપ્તિ સમજાય પરંતુ મ્હેં ઉપરને રૂપે આ ઉત્સર્ગ સ્વીકારવાનો નિશ્ચય કર્યોછે તેનાં કેટલાંક કારણો છે પ્રથમ, અપભ્રંશ અને પ્રાકૃત શબ્દોમા अरि પ્રત્યક્ષ ઉપલબ્ધ છે, જેમ કે करिवद ઈત્યાદિ (સિ હે ૮-૪-૩૩૪), दरिअ (૮-૧-૧૪૪), सरिस, हरिसा ઈત્યાદિ विश्लेष દ્વારા (૮-૨-૧૦૫),

બીજું —શુદ્ધ तरण માનો तालव्य ण तरिन માંના इ નો સૂચક છે, (तरण માના दन्त्य न નું કારણ દેખાડવાની ગરજ છે કે तरिन માં इ નો સંસ્કાર न ઉપર પડે તે પૂર્વે જ इ નો લોપ થયો હતો),

૫૬

ત્રીજું:–મરાઠીમાં અદ્યાપિ वरिस છે.
અને ચોથું:–सट्टक्स માંથી द्‌ નો લોપ થતો માનિયે તો હરહમેશ થતા અને વધારે ઉચિત र्‌ લોપનો અનાદર કરવો પડશે.

તે છતાં પણ ऋ ના र–रि–ऋ એ ઉચ્ચારોને બધા વિકારોનું મૂળ, પ્રાકૃતમાંના રૂપાન્તર માટે પણ, માનવા શક્ય છે એ હું કબૂલ કરુંછું; દાખલા તરીકે वरिसइ, वरिसं, हरिसो એ રૂપો મૂળ ऋ. हि માંથી આવ્યાં હોય.

---

## उत्सर्ग १२
## સન્ધિ

**ગુજરાતીમાં આવતા શબ્દોમાં સાધારણ નિયમે, પ્રાકૃતમાં થતી નથી તેમ, આન્તર સ્વરસન્ધિ થતી નથી, પણ અમુક વિશિષ્ટ પરિસ્થિતિમાં સામાન્ય સન્ધિકાર્ય બનેછે.**

ઉદાહરણો:—

हृदयं–हिअउं–हइउं–हइयु
हइयुं માં अ–इ છૂટા રહેછે.

**સન્ધિનાં ઉદાહરણો:–**

द्वितीयकं–विइज्जउं–बीजु; तृतीयकं–तिइज्जउं–तीजुं; महत्कं–महन्तउं–म्हउट्टउं–म्होटुं; देशपतिः–देसवई–देसअई–देसाई; दयावणो (દેશ્ય)–दआवणो–दावणो–दामणो (ગુજ. પ્રાચીન કવિતા). [दयावणो=दीनः देशी नाममाला, ५–३५].

कृतकके–करिअलुं=करइलुं, करेलुं અને હેવાં एलुवाળાં સઘળાં રૂપો.

ટિપ્પણ:–ગુજરાતીમાં પદસન્ધિ નથી એ સામાન્ય કથનથી જ પદસન્ધિનો પ્રશ્ન પતાવી દેવાય. થોડાક અપવાદો છે:–

मगने आव्यो, અહિં मगन+ए (=પણ) સંધિથી જોડાઈને मगने થાયછે; हास्तो–हा ज तो માંથી.

---

## उत्सर्ग १३
## કેટલાક શબ્દોમાં आ હ્રસ્વ થઈને अ બનેછે.

ઉદાહરણો:–

वाणिज्यं–वाणिज्जु–वणज, मातृगृहं–माइहरं–महियर, आषाढः–आसाढु–असाढ; प्राघुणकः–प्राहुणउ-प्हूणो, पाद.–પરભારે–पग, દેશ્ય अयाली–अयली–हली; प्रावरणकं–पाउरणउं–उपरणुं.

ટિપ્પણ -સિ. હે ૮-૧-૬૭, ૬૮, ૬૯, ૭૦, ૭૧ માં આ વિકાર ચર્ચ્યોછે, હેમાના ૬૭ મા उत्खातादिगण આપ્યોછે હેમા इत्यादि શબ્દને બળે અન્ય શબ્દોનો સમાવેશ થાય હાવે કોઇ પ્રમારે તાણીતૂશીને અહિંયા આપેલા ઉદાહરણોનો એ ગણમાં પ્રવેશ થઇ સકે તો પ્રસ્તુત ઉત્સર્ગનો અવકાશ ન રહે નહિં તો, ૮-૧-૬૭ ની એ अनुपूर्ति થશે

---

उत्सर्ग ८४

અનેકશ્રુતિક શબ્દોમા ગુરુ કે સ્વરિત શ્રુતિની પૂર્વે રહેલી શ્રુતિ, (अ) હ્રસ્વ રહેછે, અથવા (आ) દીર્ઘ હોય તો હ્રસ્વ થાયછે.

ઉદાહરણો —

(अ) चित्रकारक -चित्तारउ-चितारो, सूत्रधार -सुत्तहारु-सुतार, सुवर्णकार -सुवण्णारु, सुण्णारु-सुनार, चर्मकार,-चम्मारु-चमार, गूर्जरत्रा } गुर्जरत्रा } गुज्जरत्ता-गुजरात, उच्छृटखलर -उच्छॅखलउ-उछाछळो

देश्य छिनाली-छिनाळ, कटारी-कटारी, कटार

(आ) नि श्वासक -नीसासउ-निसासो, विश्रामक -वीसामउ-विसामो, द्यूतकार - जूअगारु-जुगार, लक्षशाला-नेशाळ-नीशाळ, निशाळ

ટિપ્પણ —(अ) ઉપર આપેલા ઉત્સર્ગમાં " પૂર્વે રહેલી શ્રુતિ " એ પદથી व्यवहितपूर्वश्रुतिવાળા પ્રકારોનો પણ સમાવેશ સમજવો, આથી ઉપર આપેલાં ઉદાહરણોમા गुजरातने સ્થાન મળે છે

(आ) छिनाळ અને कटार ઉપર પૃ ૩૯૮ મે संयोगलोप पूर्वस्वर अविकृत એ નિયમને અગે આપ્યાછે, પરતુ પ્રસ્તુત ઉત્સગ એ અવિકૃતભાવનો કારણ ભૂત મૂળનિયમ રજુ કરેછે આ ઉત્સર્ગના તત્વનો ઉલ્લેખ ઉપર પૃ ૩૯૯ મે સ્વરભારની અસર વિશેની ચર્ચામા કરેલોછે ટેસિટોરી "Notes" §૪૩ માં આ નિયમનો નોંધ લેછે, પરતુ હેમનાં ઉદાહરણોમાંના કેટલાંક, ગુજરાતી પરત્વે, ચાકાસ્પદ છે

---

उत्सर्ग ८५

કેટલાક શબ્દોમા આદા વ્યજનનુ દ્વિત્વ,

(अ) કવચિત् स्वार्थे, અર્થાત् મૂળ અર્થ જાળવીને અને (आ) કવચિત् અર્થાતિશય સૂચવવાને કે ભાર મૂકવાને, કે અર્થનુ પ્રકારાન્તર દર્શાવવાને

ઉદાહરણો:-

(अ) विल्ली; विल्लाडां; मग्गर, मच्छर ( < मशककः, मसअक्कु-मछअरु-मछर);

(आ) कट्टण, खाट्टुं; खोट्टु; फिक्कुं, वध्धुं; सग्गो. आल्लु; साच्चुं (જેમકે साच्चे साच्चुं), आल्लुं; "हज्जार (જેમકે 'हज्जार शृंगे दर्पणो, प्रत्येकमां मुख मुज हसे" ^ નરસિંહરાવ ભોળાનાથકૃત कुसुममाला, પૃ. ૯૫, કડી ૧૯, પં ૪);

पच्चास; तम्मर (=ચક્કર, નબળાઇનાં ) < तिमिर; दस्सो; नव्वो (પત્તાંબાજીના નવ અને દશ દાણાનાં પત્તાં). ક્વચિત્ द्विरुक्त શબ્દોમાં આ ઘટના યોજાયછે, જેમકે अक्केक, वव्वे, चच्चार, छच्छ; (એટલે एक एक, वेवे, चारचार, छछ,-કંઇક ભાર મૂકીને ).

---

## उत्सर्ग १६

### व्यत्यय

(આ સિ. હે. ૮-૨-૧૬૬ ઇત્યાદિ સૂત્રોની अनुपूर्ति છે.)

**નીચે આપેલા શબ્દોમાં શ્રુતિયોનો, કે વર્ણોનો યથાનિર્દિષ્ટ, વ્યત્યય થાયછે.**

**સ્વર-વ્યત્યયઃ—**

| સં. | પ્રા. કે અપ. | ગુજ. |
|---|---|---|
| मम | मज्झु | मुज |
| श्मश्रु | मंसु | मूछ |
| एकादश | एगारह-अग्यारह | अगिआर |

(આ અપૂર્ણ વ્યત્યય માટે ઉપર પૃ. ૪૦૨ જુવો.)

| સં. | પ્રા. કે અપ. | ગુજ. |
|---|---|---|
| सकुन | —બહારોબહાર | शुकन |
| परिविष् | —परीस् | पीरस (वु) |
| हृदयकं | —हिअअउं— | हइयुं |

( ઉપર પૃ. ૪૧૯ મે નોટ ૧૮૮ મી જુવો.)

**વ્યંજનવ્યત્યય.**

विडालकः-विडालउ-विलाडो, वलाडो; कलशी-क्लसी-कसली; मुद्गरः-બહારોબહાર-मगदळ; कर्णिकारकः-कणेरउ-करेणो; फलहारः-फलाहार-फराळ; परिहितकं-परिहियउं-पहेरयुं; परिधापनिका-परिहावणिआ-पहेरामणी;

देश्य जवरया-जवयरा-जवइरा-झवेरा;

नम्र-પ્રથમ વિશ્લેષ, પછી વ્યત્યય नरम; अष्टादश-अट्ठारह-अढारह-हडार-हराड; वकुलसरी-वोलसरी-वोरसली; मंगलपुर-मगलउर-मंगलहुर-मांगलहूर. (कान्हडदेप्रबन्ध १-२२ જુવો.)——मागरोळ;

कंकतिका-कांकसी-कासकी; वाक्य-પરભારુ-वायक (પ્રાચીન ગુજ. અને પ્રાયઃ કવિતામાં).

ઉદાહરણો:—

कह्यागरो (=कह्याप्रमाणे करनारो આજ્ઞાપાલક); ढालगर (=ઢાલ કરનારો); चूडगर (=ચૂડી બનાવનારો); डफगर (=ડફ બનાવનારો); जादूगर (ફારસી जादू સાથેનો સમાસ લક્ષયોગ્ય છે); सिक्कलगर (=તરવાર વગેરેને ઉજાળનારો; सिकल, ફારસી); अकलगरो; मुंवाईगरो ઇત્યાદિ; रत्नागर (=સમુદ્ર; સં. रत्नाकरः) कामणगारो (સં. कार्मणकारकः); जुगार (द्यूतकारः સં.=જુગારી: ગુજરાતીમાં અર્થ બદલીને "द्यूत" થાયછે; जुगारनी द्यूतकार्यમાંથી વ્યુત્પત્તિ સાધવી સંતોષકારક નથી, કારણ કે कार्यनुं कज्जं બને).

कालतुं गाळो (कालकः नुं गाळो) આ પ્રકારના શબ્દોમાં થાયછેઃ— लगनगाळो, केरीगाळो, आंबागाळो, ઇત્યાદિ; (જેમાં गाळो=ઋતુ, અવસર).

प्रगट (સં. प्रकटમાંથી); पगरण (વિવાહાદિ મંગલ અવસર),–સં. प्रकरण, मूगो (સં. मूकक:); समूळगुं (સં. समूलककं); सगुं (સં. स्वककं); पलंग (સં. पर्यंकः); मुगट (સં. मुकुटः); पोगळ (पोकळ);-पोकळ=પોલાપણું; पोगळ પોલા-પણું, લાક્ષણિક અર્થમાં, અર્થાત્ ધતીંગ; છેતરામણ.

कागडो (સં. काककः); वगलो (સં. वकक·); कयडागी (સં. कटाक्षः); वीगत (સં. व्यक्ति.)=वगडो, तगडो, चांगडो; ૨, ૩, ૪ એ અંક, હેમાં द्विकक; વગેરેના क નો ग થયોછે.

अगियार અને (ओगणीस, ओगणत्रीस, વગેરેમાંના) ओगण < एकोन હેનો ग ગુજરાતી પૂર્વના ક્રમોમાંથી આવેલો ગણવો પડશે.

ગુજરાતીમાં આ વિકાર °कर, °कार, °काल જેવાં ઉત્તરપદોમાં અને कागडो, बगलो, पोगळ, अगियार, વગેરે શબ્દવિશેષોમાં, ओगण (ओगणत्रीस વગેરેના પૂર્વપદ)માં, वगडो વગેરેમાં, જોવામાં આવેછે એ લક્ષમાં આવ્યું હશે; रत्नागरમાં आकरना °करने कृ ધાતુનું રૂપ ગણવાના ભ્રમને પરિણામે વિકાર થયો હશે.

ટિપ્પણઃ–કાનડીમાં કેટલાક શબ્દોમાં આ મૃદૂભવન દેખાયછે, જેમકે कोगिळ (સં. कोकिल); मळगाळ (=વર્ષાકાળ; મળે=મેઘ, વૃષ્ટિ, काऴ=સમય); पागार (=આંગણાની ભીંત, વંડી, < સં. प्राकारः).

च નો ज

मूचितं (સં.); सूचिअं–सूज्युं, सूझ्युं.

प्रतीति (સં.), पतीती–पतीत्र–पतीच–पतीज (=ખાતરી, પ્રમાણ).

त्वचा (સ.), तजा–तज
तुच्छ (સ ), चुच्छु (અપ )–जूज (ગુજ ), जूज તે ફારસી
जुझમાંથી સાધિયે તો જુદી વાત
उच्छिष्ट (સ.), उच्छिट्ठ–उचिट्ठउ–अजीठु

ज (અવધારણાર્થક નિપાત, જેમકે ए ज वार), હેની વ્યુત્પત્તિ બે પ્રકારે શક્ય છે, (અ) પ્રાકૃત च કે चिअમાથી ( सि हे ૮–૨–૧૮૪ ), અથવા (આ) અપભ્રંશ जिમાથી ( सि हे ૮–૪–૪૨૦ ), વધારે સાચી (આ) છે, એ સ્વીકારિયે તો આ શબ્દ અહિંથી બાદ કરવા પડે

मोचे ( કાનડી ), मोजडी ( ગુજ )=પગરખુ
मोजु ,, =a sock, ર stocking

ટિપ્પણ —

(અ) મ. त्याचें कडे વિશેષ વિકાર પામીને त्याज कडे બનેછે, હેમા પણ च નો ज થતો દેખાયછે

(આ) પ્રાકૃતમાં पिशाचीને સ્થાને पिसाजी હેમચન્દ્રે આપેલછે (૮–૧–૧૭૭૫, વૃત્તિ), પણ વિરલ અને અપવાદરૂપ પ્રયોગ તરીકે

ट નો ड—

આ વિકાર એક વિરલ ઉદાહરણમાં દેખાયછે ગુજરાતીમાથી જ ગુજરાતીમાં, જેમ કે हट्टालु=हडताळ (હાટેતાળા દેવા તે, અર્થાત્ બજારબધ રાખવાનો દિવસ, ર strike)

પ્રાકૃત કે અપભ્રશ વિશે તો घट माथी घड ઈત્યાદિ નિયમિતક્રમે થાયછે

---

उत्सर्ग ૧૮

ज નો च

આ વિકારક્રમ ઉલટો છે, ઘોષ (મૃદુ) વ્યજન અઘોષ (કઠોર) બનેછે મ્હને એક જ ઉદાહરણ મળ્યુછે —

अग्रमध्य (સ )–अग्गमज्झ ( પ્રા., સિન્ધી પણ ) आगमझ–आगमच (અવાન્તરક્રમ )–आगमच (ગુજરાતી)

---

## ઉત્સર્ગ ૧૯

## કણ્ઠ્યવર્ણોને સ્થાને તાલવ્ય

**क, ख અને ग ના અનુક્રમે च, छ અને ज થાયછે; એ વિકાર તાલવ્યસ્વરના કે य ના સંસર્ગબળે, કે હેવા સંસર્ગવિના પણ થાયછે.**

ઉદાહરણો:—

**क નો च—**

विक्रीतं (સં.), विक्कीअं (પ્રા.), (वेक्युं), वेचवुं (ગુજ.); यालक्की (કાનડી)–एलची (ગુજ.).

**ख નો छ—**

उच्छृङ्खलकः (સં.), उच्छंखलउ (અપ.), उछांछळो (ગુજ.).

**ग નો ज—**

गर्भिणी (સં.), गब्भिणी (પ્રા.) जामणी (ગુજ., गामणी પણ).

ટિપ્પણ:—

(अ) આ ઉચ્ચાર વિકારની આન્તર પૃથક્ક્રિયા માટે ઉપર પૃ. ૩૫૨ મે તેમ જ ઉપર પૃ. ૨૮૨ મે પૂર્તિ (૨) માં મૅકસમૂલરના મતનો ઉલ્લેખ જુવો. ત્હાં ગ્રામ્ય ગુજરાતીના જે વલણનો નિર્દેશ કર્યોછે ત્હેનો નાગરિક ગુજરાતીમાં પણ कનો च થવાના ઉપરના ઉદાહરણમાં મર્યાદિત આવિર્ભાવ દેખાયછે. તોતડું બોલે હેવાં કેટલાંક ન્હાના બાળકોનું कवर्गના વર્ણોને બદલે च वर्गના વર્ણો ઉચ્ચારવાનું વલણ પણ સરખાવવા જેવુંછે; જેમ કે काकाને બદલે चाचा, खावुंનું छावुं, गायનું जाय, घोडोનું झोडो એ પ્રમાણે; અને काकाને બદલે चाचा તો કેટલાંક મંડળમાં (જેમ કે બ્રહ્મ ક્ષત્રિય જ્ઞાતિમાં) સિદ્ધ પ્રયોગ છે, જે હિં. चचा કે चिचा સાથે સંબદ્ધ છે;—આ સઘળી બીના કંઠ્ય અને તાલવ્ય વર્ણો વચ્ચે રહેલી ઉચ્ચારસગાઇના મજબૂત દાખલાઓ રજુ કરેછે.

(आ) આટલી ચર્ચા પછી, ष् ને ख् વચ્ચે શક્ય ભાસતો બુદ્ધિભ્રમ ख्નો छ् થવાનું કારણ હશે એવું સૂચન હું કાંઇક અશ્રદ્ધાથી કરુંછું. નીચે उत्सर्ग ३८માં દર્શાવીશ તે પ્રમાણે ष् અને ख् એ ઉચ્ચારો અને સંજ્ઞાઓ અન્યોઅન્ય વિનિમયક્ષમ છે; અને એમ પણ હોય કે ख्=ष्=स् એ સંબંધમાં (सनो छ् થવાના નિયમ પ્રમાણે—નીચેના उत्सर्ग २३ અનુસાર-) ख्નો छ् થવાનું કારણ રહેલું હોય; વળી क्षના ख् અને छ् હેવા (ગુજ. लखमण

અને હિં. लछमणमां છે તે મુજબ) વૈકલ્પિક વિકારો થવાનું કારણ (क्षमां અન્તર્ગત) ष्ना દ્વિવિધ ઉચ્ચારણમાં રહેલું માની સકાય[૩] પરતુ, કંઠ્ય અને તાલવ્ય વર્ણો વચ્ચેના સગપણના ઉત્કૃષ્ટતર નિયમની સમક્ષ હેને બીજું સ્થાન જ મળે

---

उत्सर्ग २०

## તાલવ્ય વર્ણોનું કણ્ઠ્ય વિધાન

કેટલાક પ્રકારોમા च નો क અને ज નો ग બનેછે.

ઉદાહરણો –

च નો क —

निश्चितक (સ), निच्चिअउ (અપ), निक्कि3–नक्की (ગુજ)

[पहोंच्यु (ગુજ.)નું વિશેષ રૂપાન્તર पहोंक्यु કેટલાક ગુજરાતીઓ આ જ નિયમે કરેછે]

ज નો ग —

जरठक (સ,) जरटउ (અપ.) गरढउ, गरढो, घरडो, घयडो (ગુજ) वादितक (સ), वादिअउ (અપ)–वाजियु–वाज्यु–वाग्यु (ગુજ), તેમ જ वाज्यु (ગુજ)

---

उत्सर्ग २१

## દન્ત્યોનો મૂર્ધન્યભાવ

त, थ, द અને ध ના અનુક્રમે ट, ठ, ड, ढ બનેછે.

આ વિકાર પ્રાકૃતમાં મર્યાદિત અશે, એટલે કે કેટલાક મુકરર શબ્દોને વિશે, સ્વીકારાયેલો છે, સિ હ ૮–૧–૨૦૫, ૨૦૬, ૨૦૭ (જેમા ह वस्तुत

---

૩ क्षनुं રૂપાન્તર ग्ज થવા વિશે એક વિશેષ પ્રશ્ન ઉદ્ભવે છે क्षमांના ष्ना ग् ઉચ્ચારની પૂર્વે क લુપ્ત થાયછે? કે ष्नो ह् થઇને क्ने પ્રાણોચ્ચાર અર્પીને ग् બનાવે છે? આ પ્રશ્ન પેલા બીજા પ્રશ્નનો–त्य, थ्य द, ध्यना च, छ, ज, झ થવામા य् લુપ્ત થઇને त, थ्, द्, धने તાલવ્યોચ્ચાર અર્પીને च्, छ्, ज्, झ બનાવેછે, કે બીમ્સ (પુ ૧ §૮૫ મા) કહેછે તેમ त, थ्, द्, ध लुप्त થઇને વ્યક્ત-ઉચ્ચાર યુક્ત य् (=इ)ને, પોતે જતા જતાં કરેલી અસર વડે, ज्, झ्, च्, छ्, બનાવેછે? એ પ્રશ્નનો–સજાતીયછે (આ ચર્ચાની સાથે સાથે ઉપર પૃ ૩૪૪ મે મ્હારી નોટ ૧૦૬ નો છેલ્લો પૈરા વાચવો)

ત આથી ઉદ્‌ભવેલા ટ નું જ મૃદુરૂપ છે), ૨૦૮ (જેમાં ण, એ ड પછીનો અનન્તર ક્રમ છે,) ૨૧૧, ૨૧૨, (જેમાં ल એ ड નો અનન્તર વિકાર છે); ૨૧૫, ૨૧૬ (જેમાં ट આગળ ચાલીને મૃદુ થઇને ड બનેછે;) ૨૧૭, ૨૧૮, ૨૨૧, ૨૨૨, (જેમાં ड વિશેષ વિક્રિયા પામીને ल થાય છે); ૨૨૬, ૨૨૭, ૨૨૮ અને ૨૨૯ સૂત્રોમાં न નો ण થતો ચર્ચ્યોછે, જે વિકાર પ્રાકૃતમાં વિસ્તૃત પ્રચાર પામેછે.

પ્રસ્તુત ઉત્સર્ગ પ્રાકૃતોત્તર અને અપભ્રંશોત્તર શબ્દોનો વ્યાપક છે માટે હેને હું અનુપૂર્તિ રૂપે આપુંછું.

આ વિકારના સંભવતા કારણ દર્શન માટે ઉપર પૃ. ૭ મે દ્રાવિડ અસરનો વિષય, અને પૃ. ૯૨-૯૫ મે વાગેંદ્રિયની વિકલતા કે જીહ્વાદોષનો વિષય જુવો.

ઉપરાંત બીમ્સ, ૧, § ૫૯ જુવો; ત્હાં દન્ત્ય અને મૂર્ધન્ય વર્ણો વચ્ચેના સંબંધની બહુ સૂચક અને વિચારપૂર્ણ પરીક્ષા કરીછે. ત્હાં હેવું સૂચવ્યુંછે કે દન્ત્યો અને મૂર્ધન્યો વસ્તુતઃ એકજ સ્કન્ધની, જીહ્વાસ્થાનીયની, નિર્બળ અને સબળ શાખાઓ છે (બંને વર્ગો જીહ્વાથી ઉચ્ચારાયછે માટે જીહ્વાસ્થાનીય); અને શુદ્ધ અને શિષ્ટ સંસ્કૃતનું મૃદુતર (અર્થાત્ દન્ત્ય) શાખા તરફ વલણ હતું પણ લોકભાષા (પ્રાકૃતો) કઠોરતર (એટલે મૂર્ધન્ય) રૂપોને વળગી રહી હતી.

પરંતુ આ મત કાંઇક મર્યાદિત અંશે જ સ્વીકારી સકાય.

ઉદાહરણોઃ-

**त નો ट**

झटिति (સં.)-झत्ति (પ્રા. सि. हे. ૮-૯-૩૨)-झट (ગુજ.); जेत्तिलं, केत्तिलं, तेत्तिलं (सि. हे. ८-२-१५७)-जेतलउं, केतलउं, तेतलउं (मुग्धावबोध औक्तिक, પૃ. ૧૭, ઓળ ૧);

जेटलुं, केटलुं, तेटलुं (ગુજ.);

महत्क (સં.)-महन्तउं (અપ.)-महत्तउं (અવાન્તરક્રમ)-म्होटुं (ગુજ).
तिलकं (સં.)-तिलउं (અપ.)-टीलुं (ગુજ.);
आपत्ति (સં.)-आँपटी (ગુજ.); घातः (સં.) घांटी (ગુજ.)

ટિપ્પણ—सि. हे. ८-२-२९ અને ૩૦ માં બેવડા (મૌલિક કે र्त ના વિકારરૂપ) त्त નો ट्ट થતો સ્વીકાર્યોછે. પરંતુ ઉપરનાં ઉદાહરણોમાં બેવડો त्त

અપભ્રંશ પછીના ક્રમોમા સરળ બનેછે, અને મહત્તવની બાબતમા બેવડો ત્ત વિકાસક્રમના ઉત્તર ભાગમા જ થયેલો સ્પષ્ટ છે એટલા જ માટે આ અલગ ઉત્સર્ગ આપ્યોછે જેમા तिलउ–टीलु માં છે તેના એકવડા त નો પણ સમાવેશ શક્ય છે

થ નો ઠ

मथित ( સ. )–मठो (ગુજ ), एकस्थक ( સ )–एकत्थउ ( અપ )–एकठु ( ગુજ ), स्थिरक ( સ. ) थिरउ ( અપ )–ठ्यो ( ગુજ )–ऊमोની માફક ठ्यो વિશે સમઝફેર થવાથી,–અને એ ઉપરથી ठरवु ક્રિયાપદ

દ નો ड

छिद्रक ( સ. )–छिद्दउ ( અપ )–छांडु ( ગુજ ) बिन्दु ( સ. )–मींडु ( ગુજ ), बन्धु કે बान्धव ( સ )–भाण्डु (ગુજ ), दंष्ट्रा (સ )–दाढा (પ્રા.)–दाढ़, रद् (સ )–रडवु (ગુજ ), दक्षिणक (સ )–दाहिणउ (અપ )–डाबो (ગુજ ), सदशिका (સ.) –सदसिआ (પ્રા.)–साडशी (ગુજ ), [નામ સ. दश માંથી, અને डाडवु સ. दश માથી જૂદાં આપવાની અગત્ય નથી, કારણ કે दश નું डस સિ હે ૮–૧–૨૧૮ મા આપેલુંછે, અને વસ્તુત सदशिका પણ એ સૂત્રમાં જ સમાવિષ્ટ થઈ જાય]

## વિદેશીય ભાષાઓ —

दगऐह् (અરબી)–डागो (ગુજ ),

मुर्दह् (ફારસી)–मडदु (ગુજ )

ધ નો ढ

अडी<आध+द्वि दोढ<द्वि+अर्ध,–અનેમાં સ अर्ध–પ્રા. अद्ध માંના ધમાથી ढ ઉદ્ભવેછે

ન નો ण એ વિકાર પ્રાકૃત પોતામાં સપૂર્ણ પ્રચારમા છે (સિ હે ૮–૧–૨૨૮ અને ૨૨૯) ल નો ळ ૬ પાળળ ચર્ચી ગયેછુ (ઉપર પૃ ૩૧૪ આદિ, ખાસ પૃ ૩૬૬ મું, જુવો)

નરસિંહરાવે હેમના વ્યુત્પત્તિપાઠ ઉત્સર્ગ ૨૦ માં નીચેનાં વિશેષ ઉદાહરણો આપ્યાછે —

ऊठ (ધુ) < त्वरा (સ.), ठठ < दठ (સ )–(ठाठो–गाडियो वधारे ठीक) હેમનાં બીજા ઉદાહરણોનો પ્રાકૃતના નિયમોમા સમાવેશ થઈ જાયછે

માતી, वात ઇત્યાદિ શબ્દોમાં મરાઠીભાષા દન્ત્યોને વળગી રહેતી જણાય (જો કે સિ. હૈ. ૮-૨-૨૯, ૩૦ મૂર્ધન્યના પક્ષમાં છે); પરંતુ બીજા શબ્દોમાં એ ભાષા દન્ત્યોને મૂર્ધન્ય બનાવેછે જેમ કે સં. वृत्–મ. वट(णें).

સં. प्रतोली માંથી આવેલ બં. टोला પણ દન્ત્યના આ મૂર્ધન્યભાવનું સાક્ષ્ય પૂરેછે.

---

### उत्सर्ग २२
### મૂર્ધન્યને સ્થાને દન્ત્ય

પૂર્વથી આ વિપરીત વિકારક્રમ છે. એક જ ઉદાહરણ મ્હને મળ્યુંછે; ट નો त;–कोटर (સં.)–कोतर (ગુજ.).

---

### उत्सर्ग २३
### द नो ज

ઉદાહરણો:—

श्वापद (સં.)-सावज (ગુજ.);
मर्यादा (સં.)-मलाजो (ગુજ.);
वादित्र (સં.)-वार्जित्र (ગુજ.).

---

### उत्सर्ग २४
### द नो ग

ઉદાહરણો

पादः (સં.)–પરસારો पाग (ગુજ.); पग (ગુજ.); (पाग હાલ નર્મદાતીરે ચાણોદ કરનાલીના નાગરોમાં વપરાયછે).

वादितकं (સં.)–वादियउं (અપ.)–वाजियुं–वाज्युं–वाग्युं–वागवुं (ગુજ.) (પરંતુ આ છેલ્લા ઉદાહરણમાં, ग्य નો ગ્રામ્ય ભાષામાં ज्य થાયછે એ કારણે, ગેરસમઝથી વિકારક્રમ ઉલટાવીને ज्य ને બદલે ग्य મૂકયો હોય.)

---

### उत्सर्ग २५
### ल नो न અને न नो ल

ઉદાહરણો:-

ल નો न:

श्लक्ष्णं (સં.)-लण्हउं (અપ.)–न्हानुं; (ઇ. સ. ૧૮૮૮ માં લખેલા મ્હારા જોડણી વિશેના નિબંધમાં આ વ્યુત્પત્તિ મ્હેં દર્શાવીછે.)

લેખશાલા (સ)-લેહસાલા-(પ્રા) લેસાલ-નેસાલ-નીશાળ, નિશાળ

આ વ્યુત્પતિને પ્રાચીન ગુજરાતી સાહિત્યમાંના કેટલાક ઉદાહરણોથી સમર્થન મળેછે –

(૧) પાચ વરસ વેઉત લાલીઇ
દસ નેસાલ સભાલીઇ
(વિમલપ્રબન્ધ, ૪, ૩૫)

(૨) ઇતિ શ્રીવિમલપ્રબન્ધે નવપદે લેપશાલાકરણ
(વિમલપ્રબન્ધના ખંડ ૪ થાનું સમાપ્તિવચન)

(૩) યમ વેટઉ નેસાલે ભણઇ

(૪) પંડિત પ્રથમ ભણાવઇ ભલે,
નેસાલીઉ જીવ નીમલે
(પૂર્વોક્ત ગ્રંથ, ૮-૩૬)

(૫) નેસાલીયા ઊપર પરવર્યા
(એજ ગ્રન્થ ૪-૩૬)

(૬) એકવાર મૂની નેસાલ
(ભીમકૃત હરિલીલા, ૮-૩૦)

(૭) વિણસાડી સઘલી નેસાલ.
(એજ ગ્રન્થ ૮-૮૭)

(૮) નેસાલ લેખશાલા
(નામસાન વિનાનું એક ઔક્તિક, ઘણેભાગે વિ સ ન સોળમા સૈકાનું)

નિશાળની વ્યુત્પત્તિ માટે લેખશાલા કરતાં નયશાલા વધારે યોગ્ય હેતુ સૂચવનારામાં આવ્યુ છે પણ ઉપરનુ ઉદાહરણ (૨) લેખનો જ પુરાવો આપેછે ઉપરાંત નયથી કાંઇ વિશ" અર્થ પ્રાપ્ત થતો નથી જો હેનો અર્થ "કેળવણી" કે "બહિર્ નય, ખીલવણી" હેવો લેવાનો હોય ("education"—e+*duco* I lead હેમા છે તેમ), તો એ ભાવના સાવ આધુનિક અને પાશ્ચાત્ય છે નય-" વિનય" એમ કાંઇ સૂચવશે પણ લેખના પક્ષમાં કેટલીક દલીલો છે –

(અ) આપણી પ્રાચીન નિશાળોમા (મુખપાઠ અને) લાકડાના પાટિયા ઉપર લેખન શીખવાતું,

(આ) અદ્યાપિ મરાઠીમા, ખાસ કરીને ગ્રામ્ય મુલકમાં, નિશાળે જાનેલા લિહાયલા જાતો એમ કહેછે, કારણ લખવાનું કામ નિશાળ સાથે જોડાયેલું ગણાતું,

(इ) मक्तव (અરબી) એટલે લેખ-શાલા, લખવાનું સ્થળ; અર્થાત્ લખવાની નિશાળ; क्तब्=લખવું, कतब હેણે લખ્યું, એ ઉપરથી.

ફારસી लकीर (લીટી; છરકો); ગુજ. नंकेरी; માત્ર वे मींडां वे नंकेरी હેમાં નીચેની પાઠમાંઃ-

कं आवे माथे मींडुं

कः आवे वे मींडां वे नंकेरी;

બારાખડીની સમાપ્તિ સૂચવતાં બે વિરામ ચિહ્નો, कं कः॥ હેવાં, ભૂલથી વિસર્ગની જ સંજ્ઞાનાં અંશરૂપ મનાયાં.

ફારસીમાં ला અને ना બંને છે, જેમ કે लाचार, नाचार, लाइलाज़, नाइलाज़. न અને ल વચ્ચેની ઉચ્ચાર સગાઈ આ શબ્દોનું મૂળ છે.

ટિપ્પણઃ-ण અને न વચ્ચે વાગ્વિકાસ દૃષ્ટિયે રહેલી સગાઈને યોગે આ ઉત્સર્ગ अनुपूर्ति બનેછે, કારણ કે સિ. હે. ૮-૧-૨૫૬ અને ૨૫૭ માં કેટલાક શબ્દોમાં ल નો ण થતો દર્શાવ્યોછે; णंगल અને णिडल (< ललाट) હેમાંથી અર્વાચીન ભાષાઓમાં नागर (મ.)અને निलवट (ગુજ.) આવ્યાછે. સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં જણાશે કે પ્રાકૃતમાં ल નો ण થાયછે તે પ્રથમ ક્રમે न થઇને એ દ્વારા થાયછે, न નો ण એ नो णः (સિ. હે. ૮-૧-૨૨૯) અનુસાર દ્વિતીય ક્રમ છે.

निटल હેવો સં. શબ્દ આપ્ટેએ પોતાના શબ્દકોષમાં આપ્યોછે, અને હેણે दशकुमारचरित માંથી ઉદાહરણ આપ્યુંછે. તે છતાં, એ णिडल નું સંસ્કૃતાનુકારી રૂપાન્તર હશે હેવી મ્હને શંકા રહેછે, ખાસ એટલા માટે કે હેમચન્દ્ર હેને ललाट નું રૂપાન્તર જ માનેછે.

**न नो ल**

नीलकः (સં.), लीलो (ગુજ.), नीली (સં.), लीलय, लील; कृष्णसार-कण्हहारु-कन्हआरु-कल्हआरु-कल्हियार; निम्बू (સં.), लींबु (ગુજ.); वल्कल-वलकल-वनकूल (પ્રા. ગુજ.).

ટિપ્પણઃ—

(अ) આટલો ઉત્સર્ગભાગ સિ. હે. ૮-૧-૨૩૦ ની अनुपूर्ति છે; હેમાં निम्ब ના न નો જ ल આપ્યોછે. હેમાં निम्ब માત્ર ઉદાહરણરૂપે આપ્યો ગણિયે તો निम्बू નો પણ એ સૂત્રમાં જ સમાવેશ થતો મનાય.

(आ) न અને ल વચ્ચેના નિકટસંબધની પ્રાચીન ને અર્વાચીન ભાષાઓમાંના અનેક પ્રકારના શબ્દોદ્વારા પ્રતીતિ થાયછે; જેમ કે नोट (અંગ્રેજી

માગધીમાંથી બહુ લીધું નથી, અને (आ) માગધીમાં આ વિકાર સર્વવ્યાપક છે, પણ ગુજરાતીમાં અમુક શબ્દો પૂરતો જ મર્યાદિત છે.

---

### उत्सर्ग २७.

### ल નો ड.

लालयति (સં.) लडावे (છે) (ગુજ.);

ताल: (સં.) ताड (અપ.), ताड (ગુજ.).

(આપ્ટે ताडि: ताडी એટલે એક પ્રકારનો તાડ એમ આપેછે; પણ એ શબ્દ અપ્રસિદ્ધ છે; અને માત્ર ताल સ્વીકારી સકાય.)

---

### उत्सर्ग २८.

### र નો ड, અને ड નો र.

र નો ड:—

अर्धकं (સં.), બ્હારેણ્હાર अरधुं, अडधुं (ગુજ.);

कुठारक: (સં.), कुहाडो (ગુજ.);

सौरभं (સં.), सोडम (ગુજ.);

ભમાંથી છૂટો પડેલો ह् र ના વિકારભૂત ड સાથે સંકીર્ણ થઈને ढ અર્પેછે; ભમાંથી રહેલો व (व દ્વારા) म થાયછે; ઉપર પૃ. ૩૩૭ મું જુવો.

द्वादशाक्षरी (સં.), वारहाक्खरी (પ્રા.), वाराखडी (ગુજ);

हरितालं (સં), हरताळ, हडताळ (ગુજ.); अष्टवारिकं (સં.), अठवाडियुं (ગુજ.), पक्षवारिकं (સં.) पखवाडियुं (ગુજ.); परं (સં.) (पडं દ્વારા,), पण (ગુજ.); ઉપર પૃ. ૩૩૬ મું જુવો.

भरत (ગુજ.)=ઓઢવેલાં રીંગણાં (વેંગણ) મસાલો નાખીને તૈયાર કરેલાં, એ શબ્દ भडत રૂપે પણ બોલાયછે એટલે એ આ વિકારનું ઉદાહરણ છે.

पुर: (સં.)નું पुढे (મ.) થાયછે હેમાં र् નો ड થાયછે તે સરખાવો; ઉપર પૃ. ૯૩, નોટ ૪૨ મી જુવો; તેમ જ પૃ. ૨૮૨ મે, પૂર્તિ જુવો.

### વિદેશીય ભાષાઓ

पर्दह् (ફા.)-पडदो (ગુજ.);

मुर्दह् (ફા.)-मडदुं (ગુજ.)

ड નો र:—

मशक: (સં.)-मसड्ड-मछड्ड-मच्छर

---

उत्सर्ग २९

ड નો ल

આ ગુજરાતીની અંદરને અંદર થતો સધિવિકાર છે

कडु+ल પ્રત્યય—कडलु-कल्लु,

हांडो+ल પ્રત્યય—हांडलु-हाल्लु,

---

उत्सर्ग ३०

**પદમધ્યવર્તી र, ड, ळ નો, અને વિરલ પ્રકારોમા ल નો य થાયછે.**

र, મૂર્ધન્યતર ड, અને ळ-( અને વિરલ પ્રકારોમાં ल ), જ્યહારે શબ્દની વચમાં હોય અને અ-યુક્ત હોય, અને હેની પછી ण કે ड હોય, ત્યહારે य થાયછે,

ઉદાહરણો –

दोर + डी–(दोरडी)–दोयडी, ढेड + डी–(ढेडडी)–ढेयडी,

बोर + डी–( बोरडी)–बोयडी, दळ + णु–(दळणु)–दयणु,

वारणु वायणु, पाळ + णु–(पाळणु)–पायणु,

ओवारणु ओवायणु, शेलडी–(शेळडी)–शेयडी,

पारणा ( ઉપવાસાન્તે ભોજન ) पायणां

ગુજરાતીમાંથી ગુજરાતીમા જ થતા આન્તર વિકારો આ ઉત્સર્ગનો વિષય છે સપૂર્ણ ચર્ચા માટે ઇ સ ૧૮૮૮ નો મ્હારો જોડણી વિશેનો નિબન્ધ, પૃ ૨૪–૨૬ જુવો, તેમ જ ઇ સ ૧૯૦૫ નો મ્હારો જોડણી વિશેનો નિબન્ધ, પૃ ૬૯–૭૦ જુવો

આ ઉદાહરણોમા વિકલ્પને અવકાશ છે, અપવાદ માત્ર ड છે જેનો य નિત્ય કરવો જ પડે.

---

उत्सर्ग ३१

स નો च અને च નો स

स નો च

लालसा (સ )—लालच (ગુજ ),

आशङ्का (સ )—आसका (પ્રા.)—आचको ( ગુજ ) ( પછી આ શબ્દ (आचको) ધ્વનિપ્રતિબિંબ હોય તો જૂદી વાત )

च નો स—

कक्नी ( °तिका)–સ कांसकी (ગુજ ), તીને બદલે त्ती સભળાતા त्य નો च થઈને

कांकसी પ્રથમ ક્રમ, પછી વ્યત્યયથી कांसकी બનેછે.

कांकसी વિ. સં. ૧૫૨૯ માં પ્રચરિત હતો. (ઉપર પૃ. ૪૨૫ મે પં. ૧, વ્યાખ્યાન ૪, ખંડ ૨ નું પરિશિષ્ટ જ જુવો ). એ શબ્દ કાઠિયાવાડમાં હમણાં પણ વપરાયછે.

ટિપ્પણઃ—स ઉચ્ચાર च ના પ્રાકૃત ઉચ્ચારને મળતો હોવાથી આ ઉત્સર્ગ વિશેનો च અર્ધતાલવ્ય (દન્ત–તાલવ્ય ) ઉચ્ચાર હોવો જોઇયે એમ માની સકાય; જો કે પાછળથી એ શુદ્ધ તાલવ્ય ઉચ્ચાર પ્રાપ્ત કરે જેમ કે लालच. (આંચકોમાં દન્તતાલવ્ય ઉચ્ચાર છે.)

---

## उत्सर्ग ३२

### ज નો श.

એક જ ઉદાહરણ મ્હને મળ્યુંછેઃ—

काकवाजः (સં.)=काकवलिः, ( શ્રાદ્ધ કે ઔર્ધ્વદૈહિક વિધિમાં અપાતો ભાતનો પિંડ )–कागवास ( ગુજ.).

ટિપ્પણઃ–અહિંયાં ज નો ઉચ્ચાર શુદ્ધ તાલવ્ય હોઇને श પ્રાપ્ત થાયછે, स નહિ; (પણ हाजतोमां ज દન્તતાલવ્ય છે એટલે હેમાંથી हास्तो થાયછે).

---

## उत्सर्ग ३३

### स નો छ.

ઉદાહરણોઃ—

स ( મૌલિક )—

अस्ति–असइ–अस्सइ–अच्छइ–अछइ–छइ–छे ( ગુજ.)

स ( વાગ્વ્યાપારજનિત )—

श्मश्रूः ( સં.)–मंसू (પ્રા.)–मूछ ( ગુજ. ); शावकः–छावो–छैयो; मशकः–मसउ–मछर, मच्छर; षष्टकः–सहउ–छहो; शकटकं–सकडउं–छकडो; षट्–स–छ.

शुक्तिः–सिप्पी–छीप;

ટિપ્પણઃ–( અ ) छीपમાંનો छ ઈની જ અસરથી શુદ્ધતાલવ્ય છે; मूछમાં छ શુદ્ધતાલવ્ય છે હેનું કારણ અજાણ્યું છે;

( आ ) षट् (षष्ठः) અને शावकःમાં આવતો छ પ્રાકૃતમાં જ દેખાયછે (सि. हे. ૮–૧–૨૬૫ ), પણ હેની પ્રાપ્તિ વસ્તુત; शषोः सः ( सि. हे. ૮–૧–૨૬૦ )

એ વ્યાપક નિયમ મુજબ શક્ય જણાતા વાગ્વ્યાપારજનિત स દ્વારા જ થાયછે

(૬) स् નો छ થવાના આ વિકારનુ પૂર્વસૂચન હું પ્હેલાના ભાગમાં કરી ગયો છુ (ઉપર પૃ ૨૪૮ તેમ જ પૃ ૨૬૨ જુવો)

---

उत्सर्ग ३४

छ નો स

આગળ ગયેલા ઉત્સર્ગમાં દર્શાવેલા વિકારથી ઉલટો જ આ વિકારક્રમ છે ઉદાહરણો —

अक्ष (સ)—अच्छ (પ્રા)—आस (ગુજ)=ગાડાની ધરી

पश्चात्तापक (સ)—पच्छात्तावउ (અપ)—पस्तावो (ગુજ), तरक्ष, तरक्षु (સ)—तरच्छु (અપ)—तरस (ગુજ) (ઉપર પૃ ૨૬૨ જુવો)

ટિપ્પણ—મરાઠીમાં આ વિકારક્રમ ઉલટરૂપે પ્રવર્તે છે (ગુજ) छूट(उ) सुटणें (મ.), छोडवु (ગુજ), सोडणें (મ.), विचारपूस (મ.)=પૂછપરછ (विचार=પ્રશ્ન, पूस < पृच्छ्, पुच्छ् (પ્રા.) એટલે પણ પ્રશ્ન), अक्ष ના મ. માં आस અને आंस બને રૂપો છે એ વિચિત્ર છે, इक्षु (સ.)—ऊस (મ) छ નો પ્રાકૃત ઉચ્ચાર મરાઠીમાં નથી એ વિષે ઉપર પૃ ૩૫૭ મે, પૅરા ૬ ઠ્ઠામાં (૪) માં જુવો

---

उत्सर्ग ३५

त નો फ

(૧) सपत्नी (સ)—सवतनी—सवती—शक्य (ગુજ)

(૨) सापत्यक (સ)—सावत्तउ (અપ)—सावकु (ગુજ)

(૩) मीति (સ.) ભ્હારોભ્હાર—हीक (ગુજ)

ટિપ્પણ—

(અ) ડૉ ભાંડારકરના सवती કરતા હું सवतनी વિશેષ પસંદ કરવુ તેને માટે ઉપર પૃ ૮૮ નો ૩૫ જુવો તેમ જ ઉપર પૃ ૩૮૦ ઉદાહરણ (૨૧) જુવો

(આ) सावकु એ અર્થમાં મરાઠીમાં सावत्र છે, તેમાંના ર હિ દે ૮ ૪ ૩૬૬ અનુસાર આવેલો लागम છે એ વિષયનો વિશેષ વિસ્તાર મ્હેં આ ખંડમાં ઉત્સર્ગ ૧ (प्रक्षेप) માં કર્યો છે (ઉપર પૃ ૪૩૯ જુવો)

---

## उत्सर्ग ३६

## ज नो त

ઉદાહરણો:—

(૧) आश्चर्य (સં.)-अच्छरिज्जु (અપ)-.अचरज, अचरत (ગુજ.);

(૨) हृद्यं (સં.)-हिज्जु (અપ.)-हेज (પ્રા. ગુજ.)-हेत (ગુજ.).

(૩) अकार्य (સં.)-પરભારું-अकारज-अकारत (ગુજ.).

### વિદેશીય ભાષાઓ:—

(૪) तावीज़ (અરબી)-तावीज-तावीत (ગુજ.) (કેટલાક વર્ગોમાં); સિંધી ताईथ સરખાવો.

ફારસી बुझर्गમાંથી આવેલ મ. बुदरक સરખાવો.

ટિપ્પણ:—

ઉદાહરણ (૨) हेज નરસિંહ મ્હેતાએ અને બીજાઓએ વાપર્યોછેઃ

कांइक हृदियामां रोष आण्यो तज्युं अमशुं हेज.

हेज धरीने आव्या आधार जी.

(નરસિંહકૃત चातुरी-छत्रीशी; ચાતુરી ૧૨-૫ કડી (૮-૯).

अति दीसिछि तपनूं तेज,

प्राणीमात्र विषिइ अति हेज.

(ભાલણકૃત कादम्बरी, पूर्वભાગ, કડવું ૬, પં. ૧૨૨).

हृद्य=પ્રિય, વ્હાલું. પછી એ વિશેષણને જ—પ્રિય કરનારો ભાવ, અર્થાત્ પ્રેમ, સ્નેહ, એ અર્થનું—ભાવવાચક નામ બનાવ્યું.

ઉદાહરણ (૩) अकारत गयुं એ વચનનો અર્થ "નિષ્ફળ નીવડયું" થાયછે.

---

## उत्सर्ग ३७.

## ळ नो ण.

આ વિકાર અને ल નો न એ વિકાર વચ્ચે बिम्बप्रतिबिम्बभाव રહેલો છે; ल-न દન્ત્ય છે અને ळ-ण, મૂર્ધન્ય છે; અને ल ને ळ, અને न ને ण, વાગ્વિકાર વિષયે અન્યોન્યસંબદ્ધ છે.

આ લક્ષયોગ્ય સંબન્ધની ખાતર હું આ વિકારને સ્વતન્ત્ર उत्सर्ग રૂપે આપુંછું, એ નિયમને સર્વાંશે અનુસરતું ઉદાહરણ માત્ર એક જ મ્હને મળ્યુંછે તે છતાં. એ ઉદાહરણ:—

कोमलकं (सं)-कुँवलअ (अप)-कुँमलउ-कूळु (ગુજ), જેનું વિશેષ રૂપાન્તર, વૈકલ્પિક, કુણુ બનેછે

[कुडुम्बी-कुडुवी-कुळवी (મ), कुणवी-कणवी (ગુજ), એ રૂપાન્તરની અહિંયાં સરખામણી બહુ સૂચક થશે, જો કે હેમાં ळ અને ण સપ્રસવ છે, એકનો વિકાર અન્ય હોય હેવો સમ્બન્ધ એ બે વચ્ચે નથી ઉપર પૃ ૩૩૫ નોટ ૯૪ જુવો ]

---

उत्सर्ग ३८

ष નો (અને ક્વચિત् श નો) ख

સંસ્કૃતમાંનો ष અને (અને ક્વચિત् श) ગુજરાતીમા ख બનેછે.

ઉદાહરણ —

ष—

विष (સ.)-विख (ગુજ), उषा (સ.)-ऑखा (ગુજ), श्लेष्मा (સ.)-श्लेखम (ગુજ), हर्ष (સ.)-हरख (ગુજ), घोषयति (સ.)-गोखेछे (ગુજ), वर्ष (સ.)-वरख (ગુજ.) (મર્યાદિત પ્રચારક્ષેત્રમાં, અન્યત્ર वरस), वृषभ (સ.)-वरख (ગુજ) (વૃષભ રાશિના નામ તરીકે), वेष (સ.)-भेख (ગુજ) (લિબાસ, ખાસ કરીને સન્યાસીનો), सतोषु (પ્રેરક, સ.)-सतोख (ગુજ), सतोष (સં.)-सतोक (ગુજ)-વિશેષનામ, (सतोख દ્વારા)

[(૧) भेख નો પ્રાથમિક અર્થ વેષ થાયછે, જેમ કે નરસિંહ મ્હેતામા—

कृष्णचरित्र गोपी करे, विलसे राधा नार,
एक भई त्या पूतना, एक भई तु गोपाळ लाल
एक भेख मुकुन्दको कीनो, तेणे तृणावत ([१]तृणावर्त) हरी लीनो,
एक भेख दामोदर धारी, तेणे जमळा अर्जुन तारी
(राससहस्रपदी, १६, ५-७,)

(૨) वेष માં व પ્રક્ષિપ्त ह કામ કરેછે, व्हेष, અને એ व्ह નો भ થાયછે, જેમ जिव्हा માથી जीभ મા થાયછે તેમ અથવા व નો ब થાયછે (હિંદી વિકારકમે) અને પછી સકારરૂપે ह પ્રક્ષિપ્ત થાયછે, એટલે भेख થાયછે

श—

दंश (સ.)-डंख (ગુજ), डंखवु ક્રિયાપદ પણ

ટિપ્પણ:—

(અ) ઢંખ ૩૫ તાલવ્ય श् ને મૂર્ધન્ય ष् માનવાની સંભાવ્ય ભ્રાન્તિનું પરિણામ જણાયછે, ખાસ તો એટલા માટે કે दंश् નો તાલવ્ય श् કેટલાક રૂપોમાં—જેમ કે दष्ट (ભૂતકૃદન્ત) વગેરેમાં—મૂર્ધન્ય ष् બનેછે.

(આ) ष् નો ख् ઉચ્ચાર છેક વૈદિક સમય જેટલો પુરાણો જણાયછે, વિશેષ નહિ તો છેવટ શુક્લ યજુર્વેદની माध्यंदिनी शाखा એ આણેલા સંપ્રદાયથી માંડીને તો ખરો જ; એ સંપ્રદાય અનુસાર ष्, સાદો કે સંયુક્ત (મૂર્ધન્ય સંયુક્ત ન હોય તો), ख ઉચ્ચારાતો (અને હાલ પણ એ શાખાના અનુયાયીઓમાં ઉચ્ચારાયછે). (શુકલ યજુર્વેદનું કાત્યાયનકૃત प्रतिज्ञासूत्र, कंडिका ૨, ૧૨ જુવો.)

ष् ના આ ख् ઉચ્ચારને એથી પણ અગાઉ વૈદિક સમયની પૂર્વના સમયમાં મૂકી સકાય હેવો મ્હારો મત છે; મ્હારો એ મત સં. अष्ट=આઠનાં પ્રાચીન આર્ય ભાષાની પાશ્ચાત્ય શાખામાંનાં રૂપાન્તરોમાં સાંપડની પ્રમાણ સામગ્રીને આધારે રચાયલોછે. જેમ કે, અંગ્રેજી eight શબ્દમાંનો gh, અત્યારે અનુચ્ચાર્ય છે તો પણ કઠોર વર્ણ ख्ना મૃદૂભવનથી થયેલા घ् ઉચ્ચારની પ્રતીતિ કરાવેછે. સ્કૉ. aucht. અને ડે. અને લો. જ. acht માંનો ch, તેમ જ ગૉ. ahtau નો h, એ ઉચ્ચારો ख्ને અનુસરતા છે; (બ્રુગમૅન કૃત Comparative Grammarનું ડૉન્વે અને રાઉઝે કરેલું ભાષાંતર, પુ. ૧, પૃ. ૨૮ મું જુવો.) આ ख् વર્ણ પોતાનો પ્રાણધ્વનિ દૂર કરીને લૅ. Octo અને ગ્રી. 'OKTW' માં કઠોર क् વર્ણ રૂપે અવશિષ્ટ રહેછે. આ રીતે પ્રા. આર્ય ભાષામાં अख (अष्ट)માં ख ઉચ્ચાર હતો હેણે લૅ. અને ગ્રી. ને क् આપ્યો અને ગૉથિક–આદિ ભાષાઓને ख् આપ્યો; प्रतिज्ञासूत्रना टुमृते (ष् વર્ણ ट વર્ગના વર્ણથી સંયુક્ત ન હોય તો) એ કથન અનુસાર अष्टમાંના ष्નો ઉચ્ચાર, टને યોગે, માધ્યંદિની સંપ્રદાયમાં પણ મૂર્ધન્ય થાય, ख् (કણ્ઠય)ન થાય, એ વાત મ્હારા લક્ષમાંછે. પરંતુ કેટલીક પાશ્ચાત્ય ભાષાઓમાંનો ch (ख्) જોતાં જણાયછે કે પ્રાચીનતર ઉચ્ચાર વેદના પૂર્વકાળની આર્ય ભાષામાં अख्ट જ હોવો જોઇયે, અને સાદા षનો અને ट વર્ગ શિવાયના વર્ણથી સંયુક્ત षનો જ ख ઉચ્ચાર જાળવી રાખીને એ જૂના अख्ट ઉચ્ચારનો યજુર્વેદની માધ્યંદિની શાખાએ પરિત્યાગ કર્યો હોવો જોઇયે. अष्टમાં ख् ઉચ્ચારનો (અલબત પ્રા. આર્ય ભાષામાં) અસ્વીકાર કરીશું તો ગ્રી. અને લૅનો क्, અં. નો घ् અને ગૉ., આધુનિક જર્મન, સ્કૉ.,

વગેરેનો સ્ એ સર્વ ઉચ્ચારો નિષ્પ્રમાણ રહેશે, જ્યહારે મ્હેં સૂચવેલું વ્યુત્પત્તિ દર્શન સઘળી ભાષાઓનું અન્યોન્યસગત વાગ્વ્યાપારબધારણ રજૂ કરેછે

(૬) નવાઇ જેવું છે કે ષ્ નો ख ઉચ્ચાર (ष ના નિયમે स् કરનારી) પ્રાકૃતોના અને અપભ્રશના સમયને કુદાવીને અર્વાચીન ભારતીય ભાષાઓમા–પ્રધાનત હિંદીમાં, અને ગુજરાતી, મારવાડી વગેરેમાં અમુક શબ્દોમા– ફરીથી પ્રગટ થયો, તે એટલે સુધી કે લખવામાં પણ ख દર્શાવવાને ष સજ્ઞા મૂકાતી (કેટલાક પ્રકારોમા ज અને य ની અદલાબદલી થતી તેમ) પરતુ ષ્નો એ ख્ ઉચ્ચાર માધ્યદિની શાખામા છેક આધુનિક સમય પર્યન્ત સતત પ્રચારમા જળવાઈ રહ્યોછે એ વાત સ્મરણમા રાખિયે તો ઉપર કહેલી વિચિત્ર ઘટનાનું કારણ કલ્પવુ શક્ય છે, તે એ કે કેટલાક વર્ગોમાં લોકની વાચેન્દ્રિયની વિશિષ્ટતાને આ ख् ઉચ્ચાર અનુકૂળ હતો એટલે તેઓ હેને જ વળગી રહ્યા એક શકા એકનો એક વર્ણ ષ્ આ ષ્ ને ख् જેવા અત્યન્ત ભિન્ન બે ઉચ્ચારોનો પ્રતિનિધિ કેમ થઈ સકયો? ઉત્તર સ્પષ્ટ છે માધ્યદિની શાખામા ષ્ના એ બે ઉચ્ચાર થતા એ તો સિદ્ધ વાત છે (पुरुष અને शीर्षમાં ख् અને कृष्ण વગેરેમાં ष् તેમ જ અન્ય શાખાઓમાં અને વેદોમાં ષ્), હવે જો એ સમયમા આ વાત શક્ય હતી તો પ્રાચીન આર્ય ભાષાના પુરાણા યુગમાં એ જ ઘટનાનો આવિર્ભાવ એટલો જ શક્ય છે અને બધુ વિચારતાં ષ્ અને ख् એટલા બધા ભિન્ન નથી ષ્માથી ह् ઉદ્ભવ્યો હશે અને એ ह् કઠોર બનીને ख् થયો હશે (**બીમ્સે** દર્શાવેલા ह् અને ख्ना સબધ અનુસાર, પુ ૧, પૃ ૨૬૨)

આ પ્રશ્નની વિશેષ વિસ્તારથી ચર્ચા અહિંયાં ન થઈ સકે, પણ બનશે તો અન્યત્ર સ્વતત્ર લેખમાં એ ચર્ચા કરીશ હેવી મ્હારી ઉમેદ છે છતા એટલુ તો અહિં જણાવી દઉ કે ભારત–જર્મન (Indo-Germanic) વર્ગની માતૃભૂત ભાષામાં अष्टौના કાલ્પનિક મૂળ શબ્દ તરીકે **બ્રુગમૅન** OKTOU તેમ જ OKTO[૪] રૂપ મૂકેછે–જેનો ઉચ્ચાર ઓક્ટૌ થતો મનાયછે,[૪] પરતુ હું કાલ્પનિક મૂળ अख्टौ મૂકુછુ, અને, માધ્યદિની શાખામા સાધારણ રીતે ષ્નો ख् ઉચ્ચાર થાયછે એ જોતાં अख्टौની સભવિતતા અધિક છે એમ હું માનુંછું

---

૪ બ્રુગ્મૅનકૃત "Comparative Grammar"નું આર સીમૂર કૉન્વે અને ડબ્લ્યુ એચ ડી રાઉઝ કૃત ભાષાંતર, પુ ૧ §§૬૭૩,૮૫,૧૮૧, ૩૮૧ જુઓ.

**પૃ. ૨૭૩, પં. ૨ પછી ઉમેરોઃ—**

પ્રતિજ્ઞાસૂત્ર ૨–૩ ઉપરના ભાષ્યમાં અનન્તદેવ माध्यन्दिनशिक्षामांથી નીચેનો શ્લોક ટાંકેછે (જુવો शुक्लयजुःप्रातिशाख्यमांનું Benares Sanskrit Seriesમાંનું પ્રકાશન, અને પરિશિષ્ટો પૃ. ૪૨૧):–

शपसहा यत्र दृश्यन्ते रेफेणाङ्कितमस्तकाः ।
स्वरं भक्तं प्रयुञ्जीत संयोगे नैव कारयेत् ॥

शिक्षासंग्रह( Benares Sanskrit Series )માં પ્રગટ થયેલી ઉક્ત શિક્ષામાં મને આ શ્લોક મળ્યો નહીં પણ એ જ સંગ્રહમાં लघुमाध्यन्दिनी-શિક્ષામાં ૧૧૪–૧૧૫ પૃષ્ઠોએ હેનું પાઠાન્તર મળ્યુંછેઃ—

रेफो रेफत्वमाप्नोति शपहेषु परेषु च ।
ददर्श वर्षेऽर्हाच्च संयोगे नैव कारयेत् ॥

અનન્તદેવે ટાંકેલુ અવતરણ સ્વીકારિયે તો स्वरं भक्तं એ વચન મ્હેં કરેલા स्वरभक्तिના અર્થદર્શનને પ્રતિકૂળ થશે.

**પૃ. ૨૭૪ ( इ ) ને અન્તે ઉમેરોઃ—**

ચ્ચ૯ડ ( ૩–૪૦ ) બધા અપેક્ષિત સ્વરોનો इष्टस्वरः એ શબ્દથી નિર્દેશ કરેછે. (संयोगस्येष्टस्वरागमो मध्ये ॥)

**પૃ. ૨૭૫ પંક્તિ ૧૦ મી પછી ઉમેરોઃ—**

પરંતુ ઉક્ત સ્થળે (૩૧૨–૩૧૩ ખંડોમાં) મુખ્યતઃ પાશ્ચાત્ય ભાષાઓ-માંના Anaptyxis વ્યાપારની ચર્ચા છે અને ખંડ ૩૧૩ માં માત્ર પ્રસંગતઃ પ્રાકૃતના પૂર્ણ વિશ્લેષણનો નિર્દેશ કર્યોછે, પરંતુ વૈદિક स्वरभक्तिનું નામ પણ નથી કે ઉદાહરણો પણ નથી. બ્રુગમૅનના અન્ય ગ્રન્થમાં હું ૬૨૪ માં anaptyxisની ચર્ચા છે, અને સંસ્કૃત એ મથાળાની નીચે કહ્યુ છે કેઃ–"મધ્યવર્તી (medial) anaptyxis નુ પ્રથમ દર્શન પ્રાકૃત વિભાષાઓમાં થયુ", हरिस ( हर्ष ), पदुम (पद्म), सुमरामि (स्मरामि), सिनेह (स्नेह), એ ઉદાહરણો આપ્યાંછે; અને માત્ર વૈદિક સંસ્કૃતમાં prothesis નો ઉલ્લેખ કરીને इरज्यति, इरधते, इलय ( लय પણ ), उलोक (लोक) એ ઉદાહરણો આપ્યાંછે, અને એ વિશે અભિપ્રાય દર્શાવ્યોછે કે "આ રૂપો કદાચ કોઈ ગ્રામ્ય ભાષામાંથી લીધાં હશે." પરંતુ–મ્હેં ખાતરી કરીછે હેમાં ભૂલ ન હોય તો–એ ગ્રન્થમાં ક્યાંય વૈદિક स्वरभक्तिનું નામ નથી.

(આ બીજા ગ્રન્થનુ કૉન્વે અને રાઉઝ એમણે અંગ્રેજી ભાષાન્તર કર્યુંછે.)

**પૃ. ૨૭૫. स्वरभक्ति વિશેના ટિપ્પણ અને અન્તે ઉમેરોઃ—**

શિક્ષાઓમાં स्वरभक्ति વિશે प्रातिशाख्यो કરતાં પણ સૂક્ષ્મતર વીગત આપી છે. (જુવો ડૉ. કીલ્હૉર્નનો " Remarks on the Sikshās " એ લેખ, Ind. Ant V. pp. 142 §§,-p 143, col. 2 and n.

